# योगिक साधन.

" भक्त्यां भगवति च श्रद्धा. "

श्रीयुत् अरविन्द घोष.

# નિવેદન.

ઘોષમહાશયે યોગ વિષયને ચર્ચતાં ઘણાં પુસ્તકો લખ્યાં છે; તે બધામાં સહેલાઇથી પ્રવેશ કરાવી આપનારૂં આ “ યોગિક સાધન ” છે. યોગ વિશે આમાં સૂત્રગ્રંથના જેવી પદ્ધતિથી લખવામાં આવ્યું છે. એ વિશે વિસતૃત વિવેચનવાળા લખાણની આવશ્યકતા જણાય એ સ્વાભાવિક છે. પણ આ પુસ્તકનો અવિકલ અનુવાદ કરી પ્રકટ કરવામાં અમે અમારૂં પ્રથમ કર્તવ્ય માન્યું છે, તેથી બીજી આશાને ભવિષ્યને માટે રહેવા દેવી પડી છે.

મહાશિવરાત્રી,
૧૯૭૮. }

—પ્રકાશક.

# યૌગિક સાધન.

૧.

આજકાલ ઘણા ખરા માણસો યોગ–સાધના માટે, ત્હેના યોગ્ય માર્ગનું અનુકરણ ન કરતાં ઉલટોજ માર્ગ લે છે. ત્હમે પણ લગભગ તેમજ કીધું છે. આવા લોકો દેહ અને પ્રાણથી શરૂ કરી, ચિત્ત અને મન સુધી પહોંચી, બુદ્ધિ અને (ઇચ્છા) શક્તિ સિદ્ધ કરી અટકે છે. પરન્તુ ખરો રસ્તો આ નથી. યથાર્થ રીતે તો (ઇચ્છા) શક્તિથી આરમ્ભ કરી, દેહ પર્યન્ત પહોંચી, સમાપ્ત કરવું જોઇએ. જો કોઇ (ઇચ્છા) શક્તિથી સાધનાની શરૂઆત કરે, તો આસન, પ્રાણાયામ, કુમ્ભક, ચિત્તશુદ્ધિ કે બીજી કોઇ પણ પ્રવેશક કે પ્રાથમિક સાધનની જરૂર રહેતી નથી. શ્રી રામકૃષ્ણના અવતારની વિશેષતા યોગના આ નવા રહસ્યને ખુલ્લુ કરવામાં હતી. તે હમેશ ઉપદેશ આપતા, કે પ્રથમ શક્તિની ઉપાસના કરો; શક્તિનો સાક્ષાત્કાર કરો; તેજ ત્હમને સત્‌ની પ્રાપ્તિ કરાવશે. યોગીને સંકલ્પ અને શક્તિ એ બંને પ્રથમ જરૂરનાં સાધનો છે. આથીજ પરમહંસજી હમેશ કહેતા કે,

'તમે બ્રહ્મ સ્વરુપ છો,' એ સત્ય કદી વિસરશો નહિ. ત્હેમણે આ ઉપદેશ પોતાના મુખ્ય સન્દેશા તરીકે સ્વામી વિવેકાનન્દને આપ્યો હતો. તમે ઇશ્વર સ્વરુપ છો. તમારી ઇચ્છા હોય તો શુદ્ધ, સિદ્ધ અને જે કાંઇ થવા માગો તે તમે થઇ શકો તેમ છે; અને જો એથી નદ્દન ઉલટાજ થવું હોય તો તેમ પણ થઈ શકો છો. તમારે ત્રણ વસ્તુમાં શ્રદ્ધા રાખવાની છે. પ્રથમ તમારી જાતમાં; બીજી ઇશ્વરમાં; અને ત્રીજી કાલીમાં. કારણ કે, આખા વિશ્વનો આ ત્રણ તત્ત્વમાં સમાવેશ થઈ જાય છે. પહેલાં (ઇચ્છા) શક્તિને કેળવો. શક્તિદ્વારા જ્ઞાનની વૃદ્ધિ કરો. જ્ઞાનથી ચિત્તને શુદ્ધ કરો; પ્રાણનું નિયમન કરો; અને મનને સ્થિર કરો. આ સર્વ સાધનો વડે દેહને અમર બનાવો. એજ ખરેખરો યોગ છે—મહાપંથ છે. આ જ ખરી તાંત્રિક સાધના છે. વેદાન્તી બુદ્ધિથી શરુઆત કરે છે; પણ તાન્ત્રિક શક્તિથી આરમ્ભ કરે છે.

હવે (ઇચ્છા) શક્તિ એટલે શું તે તમે જાણ્યું. તે એક શક્તિ છે. તે વાસના નથી, તેમ ચેષ્ટા પણ નથી. જ્યાં શક્તિ હોય છે, ત્યાં વાસના કે ચેષ્ટાને અવકાશ હોતો નથી. જો તમારામાં વાસના હોય, તો તમને તમારી શક્તિના સામર્થ્યમાં અશ્રદ્ધા છે, એવું સિદ્ધ થાય છે બ્રહ્મને વાસના હોતી નથી. તે તો ઇચ્છા કરે છે, અને સર્વ વસ્તુ ત્હેની ઇચ્છાનુસાર બન્યા કરે છે. જો તમારામાં ચેષ્ટા હોય તો તમને તમારી શક્તિમાં અવિશ્વાસ છે, એવું ઠરે છે. જે લોકો એવું માને

છે, અથવા જેમને એવું લાગે છે કે પોતે કાર્યને પહોંચી વળવાની તાકાત ધરાવતા નથી; તેઓને જ કાર્ય સફળ કરવા માટે મહેનત કરવી પડે છે. બ્રહ્મને ચેષ્ટા નથી. તે તો ઇચ્છા કરે છે. અને તે ઇચ્છાના પ્રભાવે, ત્હેની ધારેલી અસર સ્વાભાવિક-રીતે જ ઉત્પન્ન થાય છે પરંતુ આ પરિણામ પણ સીમા, કાલ, કાર્યકારણતાને અવલમ્બીને રહેલું છે. અમુકજ પ્રકારના સંજોગોમાં પરિણામ લાવવાની ઇચ્છા કરવી એ અજ્ઞાન છે. કેટલાય યુગો પૂર્વે જ્યારે કલ્પનો આરમ્ભ થયો ત્યારે, પ્રત્યેક પ્રસંગને માટે તેમજ ત્હેના વિકાસને માટે અનુકૂળ દેશ, કાળ, તથા કારણત્વ આપણે પોતેજ પરમેશ્વરની ઇચ્છાનુસાર નિશ્ચિત કરીમૂકેલાં જ છે. એકવાર જેનું ત્હમે ત્હમારી જાતે નિર્માણ કરી દીધું છે, ત્હેમાં હવે ફેરફાર કરવા મરી મથવું એ અજ્ઞાન છે. સમય, સ્થળ, તથા કારણ માટે ત્હમે જરાયે ચિન્તા રાખશો નહિ માત્ર શક્તિ મેળવવામાં મચ્યા રહો. ત્હેનાં પરિણામને ભગવાનને અર્પણ કરી દો. ઈશ્વર તે બીજું કોઇ નહિ, પણ ત્હમારૂં પોતાનું સર્વશક્તિમાન, સર્વવ્યાપક, અને સર્વજ્ઞ સ્વરુપ છે. ત્હમે વ્યક્તિગત ઈશ્વર છો. ઈશ્વર સમષ્ટિગત પરમેશ્વર છે. '**एकमेवा-द्वितीयम्**'–પરમેશ્વર સિવાય અન્ય કાંઇ પણ અસ્તિત્વમાંજ નથી. માટે શક્તિ એટલે સમતા, સમતા એટલે વાસના તેમજ ચેષ્ટાનો અભાવ,–અર્થાત્ જ્ઞાન. જ્યાં સુધી ત્હમે જ્ઞાન પ્રાપ્ત કર્યું નથી, ત્યાં સુધી વાસના તથા ચેષ્ટાના હુમલા ત્હમારા ઉપર પુનઃ પુનઃ થયા કરશે.

હવે પ્રશ્ન એ છે કે આરમ્ભ કેવી રીતે કરવો ? ત્હમા-

રામા શક્તિ તો છેજ. તે શક્તિને કાર્ય કરવાનો સમ્પૂર્ણ અવકાશ આપો. યથાર્થ માર્ગ ગ્રહણ કરાવી, ત્હેને સહાયભૂત થાઓ. ત્હમે સાક્ષી છો; અનુમન્તા છો; ભોક્તા છો; ભર્તા છો. અનુમન્તારૂપે અમલ ચલાવો; સાક્ષીરૂપે ફળ મળે ત્યાં સુધી ત્હેનાં કાર્યનું નિરીક્ષણ કર્યા કરો; ભોક્તા તરીકે ત્હેનાં પરિણામે જે ફળ મળે ત્હેનો ઉપભોગ કરો; ભર્તારુપે આધારને ટકાવી રાખી, ત્હેને મદદ કરો. તામસિક ઉદાસિનતાથી કે રજસના પ્રબળ પ્રવાહથી ત્હેનો વિનાશ થવા દેશો નહિ. ખાત્રીથી માનજો, કે ત્હમારી શક્તિ કાર્ય કરવામાં, કદીપણ, નિર્બળ નિવડે તેમ નથી. ત્હમે જ્ઞાતારુપ છો. જ્ઞાન સંપાદન કરવાની, હાથમાં આવેલી એક પણ તક ખોશો નહિ. અહીં વર્ણવેલી પદ્ધતિ પ્રમાણે વર્તન રાખો. સાધનના અથવા જીવનના પ્રત્યેક કાર્યને તેજ પદ્ધતિ લાગુ પાડો. આ સિવાય ત્હમારે બીજું કાંઇપણ કરવાનું રહેતું નથી. જરાયે વ્યગ્ર થશો નહિ. ચિન્તા કરશો નહિ. અધીરા બનશો નહિ. અનન્ત કાળ ત્હમારા હાથમાં જ છે, પછી શા માટે ઉતાવળા થઈ જાઓ છો? તામસિક બની જતા નહિ; તેમ ત્હમારા સમયને આળસમાં ગુમાવશો નહિ.

## ૨

શક્તિ યોગના પાયા રુપ છે. માટે હવે શક્તિ વિશે વિવેચન કરીશું. માથાની બરાબર ટોચ ઉપરના ભાગમાં આવેલા સહસ્ત્રદળમાં ઇચ્છારૂપિણી શક્તિનો નિવાસ છે, અને એ જ સહસ્ત્રદળ કિંવા પ્રવૃત્તિના સ્થાનમાં રહીને, શક્તિ પોતાનું કાર્ય કરે છે. સહસ્ત્રદળની નીચેના અને મગજની ઉપરની ટોચના ભાગમાં જ્ઞાનનું સ્થાન છે. ત્હેની નીચે મગજના મધ્ય પ્રદેશમાં વિચાર બુદ્ધિ રહેલી છે. તેની નીચે મન સાથે વ્યવહાર કરનાર બોધશક્તિનું સ્થાન છે. મગજના ત્રણ વિભાગ પાડી શકાય. પહેલો જ્ઞાનનો બીજો વિચાર, અને ત્રીજો બોધશક્તિનો. આ સર્વે ક્રિયાઓ સૂક્ષ્મદેહમાં થાય છે; પરન્તુ આ વિભાગો સ્થૂળ-મસ્તિષ્કના તે જ પ્રકારના વિભાગો સાથે સમ્બન્ધ ધરાવે છે.

છાતીમાં હૃદયથી કિંચિત્ ઉપરના ભાગમાં મન એટલે જ્ઞાનેન્દ્રિય છે. આ મન તે પંચેન્દ્રિયની કેન્દ્રશક્તિ છે. મનની નીચે, હૃદય તથા નાભીની મધ્યમાં ચિત્ત છે. આ બિન્દુથી નાભી સુધી, અને નાભિથી પણ નીચે સૂક્ષ્મપ્રાણ છે. આ સર્વનો સમાવેશ સૂક્ષ્મદેહમાં થઈ જાય છે. છતાં આ જૂદાં જૂદાં સ્થાન આગળ સ્થૂળદેહ સાથે તે સર્વ જોડાયેલાં છે. સ્થૂળદેહમાં

પણ બે પ્રકારની ક્રિયાઓ થાય છે. એક તો જ્ઞાનેન્દ્રિયદ્વારા થતી ક્રિયાઓ; અને બીજી સ્નાયુમય શરીરદ્વારા થતી.

શક્તિ એ ઈશ્વર અર્થાત્ શરીરના જાગ્રત અધિષ્ઠાતા-દેવની કર્મેન્દ્રિય છે. શક્તિ આ સર્વ સાહિત્યોદ્વારા કાર્ય કરે છે. તે બુદ્ધિદ્વારા વિચાર તેમજ જ્ઞાનપ્રદેશમાં કાર્ય કરે છે; મન વડે લાગણીઓની ભૂમિકામાં વર્તે છે; ચિત્તદ્વારા રસસૃષ્ટિ રચે છે અને પ્રાણથી ભોગ ભોગવે છે જ્યારે શક્તિ સમ્પૂર્ણ રીતે પોતાનું કાર્ય કરે છે, અર્થાત્ જ્યારે પ્રત્યેક ઇન્દ્રિય યથાશક્તિ પોતપોતાનું કાર્ય કરે છે, ત્યારેજ શક્તિનું કાર્ય સમ્પૂર્ણ સફળ તથા નિશ્ચિત થાય છે. પરન્તુ નિર્બળતા, ભૂલ, અને નિષ્ફળતાનાં બે કારણો હોય છે. પહેલું કારણ ઇન્દ્રિયોના કાર્યમાં પરસ્પર ગુંચવાડો થાય છે તે. ચિત્તના કાર્યમાં જો પ્રાણ અન્તરાય નાંખે તો મનુષ્ય અનીશ બની જાય છે; અને તેમ થવાથી તે પ્રાણનો-વિષયોનો-દાસ થઈ જાય છે. તે જ પ્રમાણે જો ચિત્ત મનના માર્ગમાં અન્તરાય રૂપે આવી ઉભું રહે છે, તોપણ યથેષ્ટ પરિણામમાં વિઘ્ન આવે છે. દૃષ્ટાન્ત તરીકે જો પ્રેમ બુદ્ધિની આડે આવે, તો જે મનુષ્ય પ્રત્યે પ્રેમ હોય, હેના વિશે સત્ય શું છે, તે જાણવામાં પ્રેમી નિષ્ફળ નિવડે છે. હેના વિષયે સત્યાસત્યનો નિર્ણય કરવાનો વિવેક નષ્ટ થઇ જાય છે, કર્ત્તવ્ય અને અકર્ત્તવ્ય શું એ તે સ્હમજી શકતો નથી. તે પ્રેમી થોડે વા ઘણે અંશે મોહ, ક્રોધ, ધિક્કાર, દયા, વૈર ઇત્યાદિ વિકારોનો દાસ થઇ જાય છે. તેજ પ્રમાણે જો મન વિચારબુદ્ધિની આડે આવે, તો તે મનુષ્ય પોતાની લાગણીઓને જ ભૂલથી ન્યાયપૂર્ણ વિચાર

અથવા યથાર્થ કથન રૂપે માની લે છે. પોતે જે જે કાંઇ જુએ છે, કે સાંભળે છે, તે વિશે વિચાર કરી અભિપ્રાય બાંધવાને બદલે, પોતાના અભિપ્રાયની ઇમારતનો પાયો, જોયેલા અને સાંભળેલાનો એકદમ સ્વીકાર કરી લઇ, તે ઉપર બાંધે છે. વળી વિચારબુદ્ધિ, કલ્પના, સ્મરણશક્તિ, અને તર્ક જો જ્ઞાનને નડે, તો તે મનુષ્ય ઉચ્ચ જ્ઞાનથી વાઞ્ચિત રહી સંભવ અસંભવની અવિચ્છિન્ન પરંપરામાં જ ભમ્યા કરે છે. એવટ. જો બુદ્ધિ પણ શક્તિનાં કાર્યની આડે આવે તો, તે મનુષ્ય પોતાનાં અપૂર્ણ જ્ઞાનની ટૂંકી મર્યાદામાંજ બંધાઇ રહે છે. પછી તે સર્વશક્તિમાન થઇ શકતો નથી. ટૂંકમાં જે કાર્ય માટે કાંઇ યંત્ર કે હથિયાર વાપરવામાં આવે, તે કામ માટે જો તે લાયક ન હોય અથવા તો તે કામ કરવાને તે યંત્ર કે હથિયાર બનાવવામાં આવ્યું ન હોય, અગર તો એમ હોય કે તે કામ કરવાને હેનો ઉપયોગ થઇ શકતો ન હોય, તો તે યંત્ર કે હથિયાર વડે તે કાર્ય કદી સિદ્ધ થઇ શકેજ નહિ. આમ છતાં કદાચ તે થઇ ગયું તો તે બરાબર થશે નહિ આ રીતે ધર્મસંકરતા ઉત્પન્ન થાય છે. આ તો જ્ઞાન મેળવ્યા પહેલાંની મનુષ્યોની સામાન્ય સ્થિતિ વિશે વર્ણન કર્યું. આ પ્રમાણે પૂરેપૂરી ધર્મ-સંકરતા, કાર્યની સર્વ પ્રકારની અવ્યવસ્થા, અપૂર્ણતા તથા અજ્ઞાનને પરિણામે એક બીજા અવયવોના કાર્યમાં ગોટાળો થાય છે, અને અંધાધુધીનું તંત્ર ચાલે છે. ખરૂં મંત્રિપદ ભોગવનાર શક્તિતો હેના નિમ્નપંક્તિના અધિકારીઓના હાથમાં, હાથ નીચના નોકરોના અધિકાર તળે રમતું એક રમકડું થઇ પડે

છે. આ નોકરો પોતપોતાના સ્વાર્થી હેતુ પાર પાડવા માટે કાર્ય કર્યે જાય છે. તે પરસ્પરનાં કાર્યમાં આડા આવી, એક એકનાં કાર્યમાં વિઘ્નો નાખે છે, અને અંદર અંદર એક બીજાને મળી જઈ, અપ્રમાણિકપણે પોતાની મતલબ કાઢી લે છે. આ પ્રમાણે ભગવાનને સ્વયં પ્રકાશિત થવાના માર્ગમાં તેઓ ખલેલ કરી મૂકે છે. ત્હેનું નિયામક ઇશ્વર તરીકેનું અસ્તિત્વ બંધ થઈ જાય છે. તે અનીશ બની રહે છે. પોતાના નોકરોના હાથમાં એકાદ રમવાના રમકડા તરીકે તે ત્હેમનો દાસ થઇ રહે છે.

પણ તે આમ શા માટે થવા દે છે? અજ્ઞાનને લેઇને આ પરિણામ આવે છે. ત્હેના પ્રધાનો, કારભારીઓ તેમજ ત્હેના અનેક અનુચરો ત્હેની સાથે કેવું વર્તન ચલાવે છે ત્હેનો એને અનુભવ નથી, ખબર નથી. અજ્ઞાન એટલે શું? અજ્ઞાન એટલે પોતાના ખરેખરા સ્વભાવ, સ્થિતિ, અને સત્તાનો અનુભવ કરવાની અશક્તિ. ત્હેણે પોતાની આ વિરાટ પ્રવૃત્તિની શરૂઆત દેહરૂપી ન્હાનકડા રાજ્યમાં અત્યન્ત આસક્ત બનીને શરૂ કરી દીધી અને માની લીધું "આ જ મ્હારૂં રાજ્ય છે." તે શારીરિક ક્રિયાઓ કરવામાં એક હથિયારરૂપ બની રહે છે. તે જ રીતે બોધશક્તિ, ભાવાવેગ અને મનની બીજી સર્વ બાબતોમાં પણ તે આ પ્રત્યેકની સાથે ભળી જઈ ભાન ભૂલી જાય છે. આ સર્વથી તે ભિન્ન, અતિ બળવાન અને મહાન્ છે, એ તે વિસરી જાય છે. આવા વખતે ત્હેણે એટલું જ કરવાનું છે કે સત્તાની લગામ પાછી પોતાના હાથમાં લેવી,

અને પોતે જ સ્વામી છે, બલ્કે ખુદ ઇશ્વર પણ પોતેજ છે. એ વાત ત્હેણે સ્મરણમાં રાખવી. હમેશાં બરાબર લક્ષમાં રાખવું કે પોતે તો સર્વશક્તિમાન છે. ત્હેની પાસે શક્તિ એ એક મહાન્ મંત્રિ રૂપે છે. માત્ર તે શક્તિને ટેકો આપી ત્હેણે દોરવી જોઇએ; એટલે શક્તિ રાજ્યકારભારને વ્યવસ્થિત કરશે, દરેક અમલદારને પોતાનું કર્ત્તવ્ય, આજ્ઞાનુસાર તથા સમ્પૂર્ણપણે બજાવવાને ફરજ પાડશે. આ બધું કાંઇ એકાએક બની જવાનું નથી. તેમ થવામાં યોગ્ય સમય તો લાગશેજ. પ્રથમ તો તે અમલદારોને એવી અવ્યવસ્થાપૂર્વક અને અત્યન્ત ગુંચવાડા ભરી રીતે કાર્ય કરવાની ખરાબ ટેવ પડી ગયેલી હોય છે કે તેઓ વ્યવસ્થિત રીતે યથાર્થ કાર્ય કરવાને આનાકાની કરશે. બીજું જો તેઓ તેમ કરવાને ખુશી હશે, તોપણ તેઓને તે રીતે વર્ત્તવું મુસ્કેલ થઇ પડશે. નિયમિત કાર્યનો આરમ્ભ કેવી રીતે કરવો, ત્હેનીજ ત્હેમને ભાગ્યે ખબર હોય છે. દૃષ્ટાન્ત તરીકે, જ્યારે ત્હમે ત્હમારી શકિતનો ઉપયોગ કરવા માંડશો ત્યારે પ્રથમ શું થશે? પહેલાં તો ત્હમે પ્રાણ, વાસના, ઇચ્છા કે આશાદ્વારા શકિતનો ઉપયોગ કરવાનો પ્રયત્ન કરશો; અથવા તો કામના અને રસસૃષ્ટિના કેન્દ્ર ચિત્તદ્વારા કે પોતાના શારીરિક બળને સિદ્ધ કરવાને અખાડામાં મથતા મલ્લની જેમ વિવિધ ચેષ્ટાઓ કરી મનદ્વારા ત્હમે શકિતનો ઉપયોગ કરશો; અગર તો "આમ થાઓ," "તેમ થાઓ," ઇત્યાદિ વિચાર કરી ત્હમારી ઇચ્છિત વસ્તુને વિચાર વડે વશ કરવા સારૂ બુદ્ધિદ્વારા શકિતનો પ્રયોગ કરશો. યોગિઓ શકિતની સત્તા પુનઃ પ્રાપ્ત કરવા સારૂ આ સર્વ

રીતે વાપરે છે. હઠયોગી પોતાના પ્રાણ અને શરીરનો ઉપયોગ કરે છે. રાજયોગી હૃદય, મન અને બુદ્ધિનો ઉપયોગ કરે છે. આમાંની કોઇ પણ રીત વ્યાજબી નથી આમાંની છેલ્લી પદ્ધત્તિ પણ સારામાં સારી તો ન જ કહેવાય. ત્હેમાં સખત પરિશ્રમ ઉઠાવવો પડે છે. તે ઉપરાન્ત નિષ્ફળતા અને વારંવાર નિરાશા ભોગવવી પડે છે. બાહ્ય પ્રયત્ન, આવેશ, આકાંક્ષા કે વાસનાથી મુક્ત થઇને સહસ્ત્રદલની સામગ્રી લઇ જ્યારે ઇચ્છા પોતાનું કાર્ય કરે છે ત્યારે તે સ્વકાર્યમાં સર્વાંગપૂર્ણ હોય છે. દરેક ક્રિયા પોતપોતાના જ હસ્તક હોય છે, શક્તિ એ પોતે જ પોતાની ક્રિયા છે. તે હમેશાં ઈશ્વરને જ અધીન છે, તોપણ સ્વતઃસ્ફુર્ત તે પોતાની મેળે પોતાનું કાર્ય કરે છે. તે બધાંએ શક્તિનો મરજી મુજબ ઉપયોગ કરવો જોઇએ નહિ.

તે જ્ઞાન માટે બુદ્ધિનો પ્રયોગ કરે છે; આજ્ઞા માટે નહિ. બોધ માટે મનનો ઉપયોગ કરે છે; આજ્ઞા કે જ્ઞાન માટે નહિ. હૃદયનો રસોપલબ્ધિ માટે ઉપયોગ કરે છે; બોધ જ્ઞાન, કે આજ્ઞા માટે નહિ. ભોગ માટે પ્રાણનો ઉપયોગ કરે છે; બીજાં કોઇ પણ કાર્ય માટે નહિ. હલન ચલન ક્રિયા અને અન્ય કર્મ કરવા માટે શરીરનો ઉપયોગ કરે છે, નહિ કે જ્ઞાન, લાગણી, ઉર્મિ, સત્તા, કે ઉપભોગને મર્યાદિત કરનાર હથિયાર તરીકે. આ કારણને લીધેજ ત્હેણે આ સર્વથી અલગ રહેવું જોઇએ; અને સર્વથી ભિન્ન થઇ ત્હેણે સહુને આજ્ઞા કરવી જોઇએ.

આ બધાં તો કેવળ એક યંત્રરુપ છે. પુરૂષ તે યંત્રનો ચાલક કિંવા યંત્રી છે. અને શક્તિ તે વિદ્યુત્ કિંવા પ્રવર્તક-શક્તિરુપ છે.

આ તે યથાર્થ જ્ઞાન. ત્હેનો ઉપયોગ કેવી રીતે કરવો તે હું પાછળથી કહીશ. તે તો અનુભવનો વિષય છે. તે માત્ર બોધનો વિષય નથી. જે મનુષ્યમાં ધૈર્ય, શાંતિ, અને દૃઢતા થોડે અંશે પણ હોય છે, ત્હેને શક્તિદ્વારા યંત્ર ઉપર સંયમ મેળવવાનો અભ્યાસ ધીમે ધીમે પડી જાય છે. પરન્તુ ત્હેણે પ્રથમ આટલું જાણવું જોઇએ. યંત્રની બરાબર માહિતી મેળવવી જોઇએ, અને ત્હેની સંચાલક શક્તિને ઓળખવી જોઇએ; તથા સ્વપરિચય પામવો જોઇએ. શરુઆતમાં તો આ વિષયના સમ્પૂર્ણ જ્ઞાનની જરૂર નથી; તોયે મૂળતત્ત્વોનું જ્ઞાન તો હોવુંજ જોઇએ. અહીં હું એ જ બતાવવા પ્રયત્ન કરું છું. મ્હેં તે યંત્રના જુદા જુદા ભાગનું વિવેચન કર્યું છે. હવે હું ત્હેમની પ્રકૃતિ અને પ્રવૃત્તિ, શક્તિનો સ્વભાવ, તથા ઇશ્વરના સ્વરુપ વિશે સમજાવવા કોશીશ કરીશ.

## ૩.

જ્યારે શક્તિ કાર્યનો આરમ્ભ કરેછે, ત્યારે સ્વભાવ ત્હેના કાર્યમાં વિઘ્નરૂપ નિવડે છે; માટે જ્યાંસુધી ત્હમે સ્વભાવ ઉપર સંયમ ન મેળવ્યો હોય ત્યાં સુધી ત્હમારી શક્તિનો પ્રકાશ ત્હમારા જીવન ઉપર પડવા દેવો જોઇએ નહિ. અર્થાત્ જ્યાં સુધી ત્હમે શક્તિ માર્ગના સાધકની દશામાં હો ત્યાં સુધી માત્ર સાધક તરીકે જ જીવન ગાળવું. જ્યારે શક્તિનીસિદ્ધિ સંપાદન કરો ત્યારે પ્રથમ આધાર પૂર્ણ કરવા તે સિદ્ધિનો ઉપયોગ કરજો. અને જયારે આધાર પૂર્ણ થાય, ત્યારે એ સિદ્ધઆધારને જીવન અને કર્મ એ ઉભયને કાજે કામે લગાડજો.

શક્તિ જ્યારે કાર્ય કરવાનું હાથમાં લે છે, ત્યારે સ્વભાવ તે શક્તિને પોતાનું કાર્ય પૂરેપૂરી રીતે કરવામાં આડે આવે છે. આમ થવાનું શું કારણ છે? બાબત એમ છે કે મનુષ્ય-સ્વભાવ અપૂર્ણ છે. તે કેવળ અમુક અંશે જ વિકાસ પામેલો છે, અસિદ્ધ છે. પોતાના સર્વ પ્રકારના ધર્મમાં અસિદ્ધ હોવાથી નિત્ય અભ્યાસનું તામસિક બળ,–તામસિક ધૃતિ–તે સિદ્ધ ન થાય એ માટે પોતાથી બનતું સર્વ કંઇ કરે છે. મનુષ્ય-જાતિ વિકાસક્રમ પર આગળ ધપ્યા કરે છે. તે વિકાસને મહાન્

વિજય અને ત્વરાથી આગળ વધારવાનું સાધન યોગ છે. પરંતુ અપૂર્ણ સ્વભાવ કહે છે, "મ્હારે પૂર્ણ થવાની મરજી નથી. મ્હને અપૂર્ણતાની ટેવ પડી ગઇ છે; મ્હને તો તેજ સરળ અને સુખદ જણાય છે." ત્યારે શક્તિ પ્રથમ સ્વભાવને તાબે કરીને પરિપૂર્ણ વિકાસ, તથા સમ્પૂર્ણ કાર્ય પ્રાપ્ત કરવાના ત્હેના માર્ગમાં નડતા અવરોધને દૂર કરે છે.

હું કહી ગયો છું તે પ્રમાણે પ્રથમ તો "હું ઇશ્વર નહિ, માત્ર મનુષ્ય છું; અનાદિ અનન્ત નહિ, પરન્તુ મર્યાદિત, અલ્પ છું; સર્વશક્તિમાન નહિ, પણ નિરાધાર છું." એવા અજ્ઞાનતામાંથી ઉત્પન્ન થતા અશક્યતાના જૂના સંસ્કારોને શક્તિ દૂર કરે છે. વે પહેલાં કહે છે કે "હું સર્વશક્તિમાન છું; પુરૂષ જે જે આજ્ઞા આપે, તે સર્વ પરિપૂર્ણ કરવા હું સમર્થ છું." કારણ કે શક્તિ ફક્ત એક જ છે, અને તે કાલી પોતે. તે ઇશ્વરના દૈવીચેતનસ્વરૂપની અભિવ્યક્તિ છે.

પછી શક્તિ આધારને કબજે કરી, ત્હેને શુધ્ધ કરે છે. આ રીતે શક્તિ પોતે શુધ્ધ બને છે. મ્હેં પહેલાં સ્હમજાવ્યું છે તે પ્રમાણે, જો ઇન્દ્રિયોની ક્રિયાઓમાં ગૂંચવાડો અને અવ્યવસ્થા હોય, તો શક્તિ સર્વશક્તિમાનપણે કાર્ય કરી શકે નહિ. માટે ત્હમારે પ્રથમ જ્ઞાનનો વિકાસ કરવો જોઇએ; અને જ્ઞાન દ્વારા આધારની શુધ્ધિ સંપાદન કરવી જોઇએ. જ્યારે આધાર શુધ્ધ થાય છે, ત્યારે અનિષ્ટ સંસ્કાર તેમજ અનિષ્ટ કાર્યોના વમળમાંથી પૂરેપૂરી મુક્ત થયેલી આ

શક્તિ કેવળ શુધ્ધ થઈ જાય છે. પછીથી તે સમ્પૂર્ણપણે પોતાનું કામ કરે છે. અને તેમ કરવાને તે આધારને સિધ્ધ બનાવે છે. અર્થાત્ આધાર સર્વ દોષ, ન્યૂનતા, અને નિર્બળતાથી મુક્ત થયા પછી તે પૂરેપૂરી રીતે કાર્ય કરે છે. પુરૂષોત્તમને માટે—પુરૂષ અને શક્તિની લીલાને માટે—તે એક સુન્દર સાધન છે.

હવે વિચારવાનું બીજું સ્તર જ્ઞાન એ વિશેનું છે. પરન્તુ હું તે વિશે કાંઇ કહું તે પૂર્વે સ્વભાવમાં જે જે વિરોધ ઉત્પન્ન થાય છે, તે બાબતનો પૂરો ખુલાસો કરવા દો. માત્ર અનિષ્ટ સંસ્કાર કે આધારની અશુદ્ધિ જ અવરોધક નથી. પરન્તુ વસ્તુઓના સામાન્ય સ્વભાવમાં અમુક જાતનું વલણ કિંવા નિયમો હોય છે. આમાંની કેટલીક બાબતો તો યોગના વિકાસને બાધક નિવડે છે. જ્યારે બીજી કેટલીક જાતનું વલણ સહાયભૂત થઈ પડે છે. યોગના માર્ગમાં વિઘ્ન કર્તા ત્રણ નિયમો છે. પ્રથમ તો દુરાગ્રહનો. બીજો પ્રતિરોધનો, અને ત્રીજો પુનરાવર્તનનો નિયમ છે. ત્હેમાં સહાય કરે એવા ત્રણ નિયમો છે. એક તો ક્રમાનુક્રમ ક્રિયાનો, બીજો એકત્રિત ક્રિયાનો, ત્રીજો અન્તર્ગત ક્રિયાનો.

દુરાગ્રહના નિયમ આ પ્રમાણે છે. એકાદ નિયમ, ટેવ, કે વૃત્તિ એક વેળા જડ ઘાલીને બેઠી, તો તે ત્યાંજ રહેવાનો દાવો કરે છે. ત્હેમાં ફેરફાર થાય, કે ત્હેની સત્તા નષ્ટ થાય અથવા ત્હેને દૂર કરવામાં આવે, તો તેથી તે સ્વાભાવિક રીતેજ નારાજ થાય છે. જેટલા વધારે સમય સુધી તે પોતાને

સ્થાપિત કરી રાખશે તેટલો જ વધારે સમય ત્હેને કાઢવા માટે લાગશે. જો કોઇ મનુષ્યે ષડ્રિપુને કાબુમાં લાવવાના, કે ત્હેમને શુદ્ધ કરવાનાં અંતઃકરણપૂર્વક કાંઇ પ્રયત્ન કર્યા સિવાય કેટકેટલાય જન્મથી ત્હેમને જ વશ રહી વર્ત્યા કર્યું હોય, તો તે માત્ર ઇચ્છાથી,અથવા ફકત એકાદ ઉતાવળીઆ પ્રયત્નથી ત્હેમને દૂર કરી, પોતે શુદ્ધ અને શાન્ત બની શકે નહિ. આ રીતના સખત નિયમિત વર્તનની સ્હામે તેઓ વાંધો ઉઠાવે છે. તેઓ કહે છે, "ત્હમે આ આધાર મારફતે અમને હક્ક આપ્યો છે; અને તેથીજ અમે અહિં રહેવાના છીએ." વળી જેને સ્થૂળ સ્વભાવના નિયમો કહેવામાં આવે છે, એવા સામાન્ય દેહધર્મોની સાથે પતાવટ કરી દેવી એ આનાથી પણ વધારે મુશ્કેલ થઇ પડે છે.

પરન્તુ સર્વશકિતમાન શકિતનો જો ધૈર્યથી, શાન્તિથી, અને હિમ્મતથી ઉપયોગ કરવામાં આવે, તો તે અવશ્ય સફળ થાય જ. હું ફરીને એકવાર કહું છું કે તે શકિત તે સાક્ષાત્ કાલી છે. તેથી આખરે તે પોતાની પ્રવૃત્તિ વડે નવા નિયમો, ટેવ, અને વૃત્તિઓને સ્થાપિત કરે છે. આ નવી ટેવો જૂના સંસ્કારની સ્હામે બાથ ભીડે છે, અને ધીમે ધીમે ત્હેમને દબાવી દે છે. ત્યાર બાદ એવું બને છે કે નબળા પડી ગયેલા, અને સ્વભાવમાં કોઇ પણ મુખ્ય અંગ સ્વરૂપ નહિ એવા આ ઢીલા કરી નાંખેલા જૂનાં સંસ્કારો આધાર છોડી ચાલ્યા જવા માટે ઘણો પ્રતિરોધ કરે છે. ત્હમારી આસપાસ વિંટળાયેલી, અને ત્હમારા અનુભવો તેમજ ભોગ-

વિલાસો ઉપર પોતાનું જીવન ટકાવી રાખનારી શકિતઓનો સમૂહ અથવા તો અનેક અધ્યાત્મિક ભૂતો ત્હેમને મદદ આપી સહાય કરે છે. આ નિષેધનો નિયમ યોગની બીજી ભૂમિકા સૂચવે છે. જયાં સુધી શકિત સિધ્ધ થઈ જાય નહિ, અને આધાર શુધ્ધ થાય નહિ, ત્યાં સુધી સાધકને એવી અનેક કસોટી અને મુસ્કેલીઓમાંથી પસાર થવું પડે છે. પ્રતિરોધાત્મક-શક્તિનો અન્ત તો કયાંયે નજરે આવતો નથી.

અહીં પણ જો શક્તિને શ્રધ્ધા અને જ્ઞાનની સહાયતા મલી જાય તો વિજય તો અવશ્ય થાય છે જ. તોપણ ત્યજી દીધેલી ટેવ અને વૃત્તિયો દેહમાં પુનઃ પ્રવેશ કરવાને અને પોતાની ગુમાવી દીધેલી સત્તા તથા ભોગવિલાસનાં સ્થાન હાથ કરી લેવાને પ્રયાસ કર્યા જ કરે છે. આને આપણે પુનરાવર્ત્તન કહીએ છીએ. શકિત જેટલી સિધ્ધ હોય, અને આધાર જેટલો શુધ્ધ હોય, તેટલું જ પુનરાવર્ત્તન નબળું હોય છે, તથા ત્હેના હુમલા ઓછા હોય છે; અથવા તો જયારે ત્હેના હુમલા આવે છે, ત્યારે તે બહુ થોડો સમય ટકી રહે છે. પરન્તુ આધાર અશુદ્ધ હોય, અથવા તો શક્તિ અપૂર્ણ હોય, તો પુનરાવર્ત્તન વારંવાર થાય છે. એટલું જ નહિ બલ્કે પ્રતિરોધના જેટલાજ લાંબા સમયે અને તેટલીજ મુસ્કેલી બાદ આ પુનરાવર્ત્તનના નિયમની સ્હામે વિજય મેળવી શકાય છે.

હવે, ત્રણ અનુકૂળ નિયમો જોઇએ. જયારે કોઇ નવી

એવો નિયમ છે કે નવીન અભ્યાસ વા વૃત્તિ એકાદ વખત સ્થાપિત થઈ ગયા બાદ, તે વિકાસ પામતી બળ અને પૂર્ણ-તાના તરફ જ જાય છે. જ્યાં સુધી આ વસ્તુની પ્રતિષ્ઠા થવાનો પ્રયત્ન ચાલે છે ત્યાં સુધીના ગાળામાં કોઇપણ સમયે યોગ-ભ્રષ્ટ થવાની યોગીને પૂરતી ભીતિ રહે છે. યોગભ્રષ્ટ થવું એટલે કે નિર્બળતા, અધૈર્ય અથવા તો ભૂલના વમળમાં સપડાઇ, પ્રયત્નને છોડી દેવો તે. યોગીના જીવનમાં પતનનાં માત્ર આ જ સ્થાનો છે. જ્યાં સુધી યોગીના પોતાના પ્રયત્ન ચાલુ જ હોય છે, ત્યાં સુધીના ગાળામાં આવતી સામયિક નિષ્ફળતા એ કાંઇ 'ભ્રંશ' કહેવાય નહિ. જો એકાદ વખત પણ સદ્વૃત્તિની પ્રતિ-ષ્ઠા થઇ ચૂકી હોય તો પછી તે પોતાની સર્વોત્કૃષ્ટતાનો આનંદ પ્રાપ્ત કરી, ત્હેના ભોગને ભોગવી ન લે ત્યાં લગી તો કોઇપણ મનુષ્ય ત્હેને નષ્ટ કરી શકતો નથી.

આમ હોવા છતાંય, શરૂઆતમાં ઇચ્છાશક્તિ પ્રમા ણમાં નિર્બળ હોય છે તેમ જ પૂરા અભ્યાસથી દૃઢ થએલી પણ હોતી નથી. આ સ્થિતિમાં પ્રગતિનો ક્રમ જરા ધીમો હોય છે. જેમ જેમ આ શક્તિ આધારની શુધ્ધિ કરતી જાય છે તેમ તેમ પ્રગતિનો વેગ પણ વધતો જાય છે. આ જગતમાંની સર્વ કાંઇ ચીજો નિયતક્રમથી જ થાય છે. આ નિયતક્રમનો અર્થ એવો છે કે અમુક પ્રકારની સ્વીકારાયલી ભૂમિકાઓમાં થઈને કર્મપરમ્પરાદ્વારા વિશિષ્ટ પરિણામમાં પરિણમવું તે. આ બધી ભૂમિકાઓ મંદ કે ત્વરિત ગતિથી પસાર કરાય છે આ છતાં ક્રમથી વધવાની પદ્ધતિ જ્યાં સુધી છે ત્યાં લગી તો આ

બધી ભૂમિકાઓ જ્ઞાનપૂર્વક એક પછી એક પસાર કરવી જોઈએ. ત્હમારે ઘણા માઈલના પત્થરો ઓળંગવાના છે. પછી ત્હમે તે આગગાડીદ્વારા, કે અન્ય વાહનની મદદથી યા તો પગે ચાલીને ઓળંગી શકો છો. આ નિશાનીઓ તો ત્હમારે વટાવી જવી જોઈએ જ. શક્તિના વધતા જતા સામર્થ્ય સાથે ત્હમારી એ મંદગતિને ત્વરિત કરી શકો છો.

આ પછી કાલી સામાન્ય માનવ મર્યાદાઓને ઓળંગી જવાનું શરૂ કરે છે. આ સ્થિતિમાં તે મનુષ્યની શક્તિ તરીકે નહિ, પણ મનુષ્યની અંદર અવસ્થિત ભગવાનની શક્તિ તરીકે કામ કરે છે. આ સમયે ક્રમાનુક્રમપદ્ધતિનું સ્થાન એકત્રિત–પદ્ધતિ લે છે. આ સ્થિતિમાં એવું બને છે કે ત્હમારી યાત્રાના અન્ત સુધી ત્હમે એક માઈલ બાદ બીજો વટાવવાને સ્થાને પહેલે માઈલથી ખસતાં જ એકદમ ત્રીજે અને ત્યાંથી આગળ, વળી પાછા ત્યાંથી યે આગળ, એમ વેગથી છુટો છો. બીજા શબ્દોમાં કહીએ તો પદ્ધતિ એની એ જ કાયમ રહે છે. માત્ર વચમાંની કેટલીક ભૂમિકાઓ છોડી દેવામાં આવે છે. વસ્તુતઃ આ બધું અલ્પ સમયમાં, આપણા ધ્યાન બ્હાર રહી જાય એટલી ત્વરાથી પતાવી દીધું હોય છે. એથી જ એને એકત્રિત વા સંગઠિતક્રિયા કહેવામાં આવે છે.

છેવટે, મનુષ્ય જ્યારે પોતાના કર્મના અમુક અંશમાં કે પૂરેપૂરો ઈશ્વરસ્વરૂપ બને છે ત્યારે અન્તર્ગત ક્રિયાઓ એકત્રિત ક્રિયાઓનું સ્થાન લે છે. આ સ્થિતિમાં જ્યારે કોઈપણ

પદ્ધતિનું અનુસરણ કરવામાં આવ્યું હોતું નથી, ત્યારે કાર્યનું ફલ પણ શીઘ્ર, તેમજ ચમત્કારિક રીતે અવશ્ય આવી જાય છે. વસ્તુતઃ આમાં ચમત્કાર જેવું કશું જ હોતું નથી, પણ કોઇ વિશિષ્ઠ ક્રિયાનો પ્રયોગ એટલી તો ઝડપથી અને એટલી બધી સરળતાભરી રીતે થાય છે કે આ બધી ભૂમિકાઓનો એકાદ ક્ષણમાત્રના કાર્યમાં સમાવેશ થઈ જાય છે યા તો ત્હેમનો ત્હેમાં લોપ થાય છે.

સામાન્ય માણસો આ બીજી ભૂમિકા સુધી પહોંચે તો-પણ પૂરતું છે; કારણ કે ત્રીજી ભૂમિકામાં તો માત્ર મહાન્ વિભૂતિ જ–અવતારી પુરૂષ જ પહોંચી શકે છે. ગમે ત્હેવી નિષ્ફળતા મળે કે વિલંબ થાય તોપણ અડગ ધૈર્યને વળગી રહેજો. પ્રબળ અને શુદ્ધ શક્તિના પ્રભાવથી આનો નિકાલ થઈ શકે છે. શુદ્ધિ એટલે વાસના, ચેષ્ટા અને નિરર્થક વ્યયમાંથી મુક્ત થવું તે. શક્તિની આત્મશુદ્ધિ માટે સર્વ પ્રયાસ કરવા એ સર્વોત્તમ માર્ગ છે. આને માટે ત્રણ વસ્તુની આવશ્યકતા છે પહેલી, ફળની આકાંક્ષારહિત થવું તે, બીજી, શક્તિ જ્યારે કાર્ય કરતી હોય ત્યારે બુદ્ધિ અને ચિત્તની પૂરેપૂરી નિષ્ક્રિયતા, ત્રીજી, શક્તિનો પ્રયોગ ચાલતો હોય ત્યારે સાથે સાથે આત્મ-જ્ઞાનનો વિકાસ થવો તે. શક્તિને-**आत्मानम् आत्मना**-કેળવવાની પદ્ધતિથી આધારની શુદ્ધિ આપોઆપ થઈ જશે; જ્ઞાનનો વિકાસ થશે; તથા એ પોતાનું કાર્ય પણ પદ્ધતિસર કરવા લાગશે.

## ૪.

જ્ઞાનનાં લક્ષણો શાં છે? કોઇપણ ખાસ વિષયનું જ્ઞાન શામાં સમાયલું છે? આપણે ખુદ જ્ઞાન અને જ્ઞાનપ્રાપ્તિનો માર્ગ એ બન્નેની વચ્ચેનો પ્રભેદ જાણવો જોઇએ. તેમજ એ જ્ઞાન પ્રાપ્તિનો માર્ગ, અને ત્હેની પૂર્ણતાને માટે વપરાતાં યંત્ર તથા તે યંત્રો મારફતે થતાં કાર્ય એ બે વચ્ચેનો તફાવત પણ બરાબર સ્હમજવો જોઇએ.

જ્ઞાન એટલે આત્મચૈતન્ય. આપણા ચૈતન્યમાં, વસ્તુની અપાર્થિવ સ્ફુરન્ત અવસ્થાની અનુભૂતિ થવી ત્હેનું નામ જ્ઞાન. આ પ્રમાણે જ્ઞાનની અનુભૂતિની વાત કરીએ છીએ ત્યારે આપણા કહેવાનો ભાવાર્થ શો હોય છે? આ જ્ઞાન ક્યાંથી પ્રાપ્ત થાય છે? પાશ્ચાત્ય લોકોની ધારણા છે કે બહિર્જગતના સમ્પર્કથી જ્ઞાન પ્રાપ્ત થાય છે. પણ અમે કહીએ છીએ કે તે આત્મચૈતન્યદ્વારા પ્રાપ્ત થાય છે. સર્વ પ્રકારનું જ્ઞાન એ આ ચૈતન્યની પોતામાં જ થતી પ્રવૃત્તિનું દ્યોતક છે. જગતની સર્વ વસ્તુઓ આપણા પોતાના જ અવિભક્ત, સર્વવ્યાપી પરમેશ્વરમાં રહેલી છે; પણ ત્યાં તે વ્યક્ત-સ્વરૂપમાં હોતી નથી. ત્યારબાદ તે નામ, રૂપ અને ગુણની ભાવનાનું ગર્ભસ્થાન જે ચિત્ ત્હેમાં આવી વસી. કારણ અગર

તો મહત્માં અર્થાત્ ભાવની ચૈતન્ય અવસ્થામાં તે નામ, રૂપ અને ગુણનું અસ્તિત્વ ધરાવે છે. ત્યારબાદ સૂક્ષ્મ અગર તો માનસિક સ્થિતિની ચેતનાવસ્થામાં ત્હેમનું પરિવર્તન, વિકાસ કે સ્વરૂપાન્તર થવાનો સંભવ રહે છે. અન્તે સ્થૂલને વિશે આધિભૌતિક ઉત્કર્ષની સ્થિતિમાં ત્હેનું ખરેખરૂં પરિવર્તન, વિકાસ કે રૂપાંતર થાય છે. કારણજગત્માં તો સૌ કંઇ અનિત્ય છે. ત્યાં વિકાસ નથી, પરિવર્તન નથી. કારણ એ સત્ય છે. સૂક્ષ્મમાં સૌ કંઇ પરિવર્તનની તૈયારીમાં જ હોય છે. તે કલ્પના અથવા તો અનૃતથી ભરપૂર છે; માટે જ તે સ્વપ્ન છે. ખરીરીતે જોતાં તો તે અસત્ય નથી, પણ ત્યારે કારણ અને સ્થૂલના જેવું તે ચોકખું પણ નથી. સ્થૂલ અવસ્થામાં સર્વ પદાર્થનો વિકાસ થાય છે. ખંડસત્ય વિકાસ પામતુ ને પામતુ જૂના સત્યને અનૃતના રૂપમાં પલટાવી દે છે. આને ધ્વંસ્ કહેવામાં આવે છે; જ્યારે નવા અનૃતના રૂપાંતરમાંથી એક નવું જ સત્ય ઉત્પન્ન થાય છે જેને રચના કહીએ છીએ. કારણજગત્માં કોઇ પ્રકારની રચના, જન્મ, કે મૃત્યુ નથી; ત્યાં સર્વ કાંઇ સનાતન છે. જે પરિવર્તન થાય છે તે માત્ર ત્હેના પ્રકારમાં થાય છે; તેમ જ એક હેતુ પૂર્ણ કર્યા બાદ બીજો પૂર્ણ કરવાનો ફેરફાર થાય છે.

હવે આ ત્રણે અવસ્થામાંની વસ્તુનો કે ત્હેમાંની એકાદ અવસ્થાનો ખરોખરો પરિચય પામવો એનો અર્થ જ્ઞાન ધરાવવું એવો છે. સ્થૂલના જ્ઞાનને વિજ્ઞાન, સૂક્ષ્મનાને દર્શનશાસ્ત્ર, ધર્મ, તત્ત્વવિવેચના કહેવામાં આવે છે; જ્યારે કારણના

જ્ઞાનને યોગ કહેવામાં આવે છે. મનુષ્ય, ઇન્દ્રિયદ્વારા એટલે કે મનદ્વારા સ્થૂલના તત્ત્વને, વિચારબુદ્ધિ કે પ્રેરણાત્મક બુદ્ધિની સહાયથી સૂક્ષ્મના તત્ત્વને, અને જ્ઞાનની અર્થાત્ આધ્યાત્મિક અનુભૂતિની સહાયથી કારણના રહસ્યને જાણી શકે છે. આ ઉપરથી એવું તાત્પર્ય નીકળ્યું કે પૂર્ણજ્ઞાન ત્રણ પ્રકારની ક્રિયાઓથી થઈ શકે છે. પ્રથમ બ્હારની ઉપલબ્ધિ અથવા અનુભવથી; બીજું વસ્તુના સ્વભાવને જાણવાની ત્હમારી બોધશક્તિના બુદ્ધિવિષયક કથનથી; અને ત્રીજું ત્હમારા પોતાના આધ્યાત્મિક અનુભવદ્વારા–અન્તરની અનુભૂતિદ્વારા. વૈજ્ઞાનિકો નીચેથી શરૂ કરી બની શકે તો ઊર્ધ્વલોક સુધી જાય છે; જ્યારે યોગીઓ ઊર્ધ્વલોકથી જ શરૂ કરી પૂરા પ્રમાણને માટે જ નીચે અવતરણ કરે છે. ત્હમે વૈજ્ઞાનિક નથી. ત્હમે બધા તો સાધક છો એટલે જ્યારે જ્ઞાન વિશે વાત કરો ત્યારે ત્હેની પદ્ધતિને પણ બરાબર સહમજી લેવી જોઇએ. ત્હમારા સ્વાનુભવથી, ભાવની સહાયથી, ત્હમે કોઇપણ વસ્તુનું યથાર્થ દર્શન કરી શકો છો. ત્યારબાદ ત્હેના સમ્બન્ધમાં વિચાર કરો છો. અર્થ અને વાક્યના સંયોગથી વિચાર એ વસ્તુ સિદ્ધ થાય છે. આ વિચારમાં ત્હમારા ઉક્ત અનુભવને રેડીને સ્થૂલજગત્‌ના બ્હારના અનુભવો સાથે ત્હમારા એ અનુભવને કસી જૂઓ.

દાખલા તરીકે ત્હમે એક માણસ જૂઓ છો. તે કોણ છે, શું કરે છે, અને કેવા વિચાર ધરાવે છે તે જાણવાની ત્હમને ઇચ્છા થાય છે. વૈજ્ઞાનિક કે સામાન્ય જડવાદી માણસ

તે કેવી રીતે જાણે છે? એ પ્રથમ તો તેને લક્ષપૂર્વક જૂએ છે. તે જે કંઇ કહે ત્હેની નોંધ કરી લે છે. અમુક પ્રકારની વાતચિત થતી વખતે તે કેવી મુખભંગી કરતો હતો, તે કેવા પ્રકારનાં કામ કરે છે, કયી જાતના માણસોના સહવાસમાં રહે છે વગેરે બાબતોની ચોકસાઇ કરી લે છે. ત્યારબાદ એ પોતાના બ્હારના અનુભવથી અનુમાન કરે છે. "આ માણસ આમ આમ વાત કરે છે માટે એ અમુક પ્રકારના વિચાર કરતો હોવો જોઇએ, અથવા તો એનું ચારિત્ર્ય અમુક પ્રકારનું હોવું જોઇએ. ત્હેનાં કામ અને ત્હેનો ચ્હેરો પણ એ જ સૂચવે છે." આ રીતે એ તર્ક પર તર્ક બાંધ્યે જાય છે. એને જો જરૂરની સર્વ કંઇ માહિતી નથી મળતી તો પછી એ પોતાની કલ્પનામાંથી, બીજા માણસોના પોતાને થયેલા અનુભવ ઉપરથી યા તો અંગત અનુભવ પરથી, કે પુસ્તકોમાં વાંચેલા અગર બીજાઓ પાસેથી સાંભળેલા માનવજીવન વિશેની પોતાની સ્મૃતિમાંથી ઉઠાવી બાકીની હકીકત ભરી લે છે. એ જૂએ છે, નિરીક્ષણ કરે છે, ભેદ વિચારે છે, તુલના કરે છે, તર્ક બાંધે છે, અનુમાન કરે છે, કલ્પી લે છે અને યાદ કરે છે. આ ઉક્ત ક્રિયાના એકત્રિત પરિણામને તે વિચારબુદ્ધિ, જ્ઞાન, અને સત્યબીના કહે છે. ખરીરીતે જોતાં તો તે સંભાવ્યતા સુધી જ આવ્યો હોય છે, કારણ કે ત્હેની છેવટની માન્યતા ખરી છે કે કેમ, તે વિશે આંખ, કાન, નાક વગેરેના સ્પર્શ કે ત્હેમનું અવલોકન કરવા ઉપરાંત બીજી કોઇપણ રીતે નિર્ણય કરવાનું કામ અસંભવ સરખું હોય છે. સ્થૂલજગતના ઉપાસકને, આથી પણ પર કંઇ છે એ

બાબતમાં શ્રદ્ધા હોતી નથી. પોતાની ઇન્દ્રિયથી તે જે કંઇ જોઈ શકે છે યા તો સ્પર્શથી અનુભવી શકે છે ત્હેને બાદ કરતાં બાકીનું બીજું કાંઇ પણ ત્હેને સાચું લાગતું નથી.

હવે, યોગી તે બાબતનો કેવી રીતે નિર્ણય કરે છે તે જોઇએ. તે એ વસ્તુના રૂપ, નામ, કે ગુણના નહિ, પણ ખુદ વસ્તુના જ સંસર્ગમાં આવે છે. એવું પણ બને કે ત્હેણે કદી રૂપ ન જોયું હોય, નામ પણ ન સાંભળ્યું હોય અથવા તો ગુણનો અનુભવ પણ ન હોય; છતાંય તે વસ્તુને જાણી શકે છે. કારણ કે એ વસ્તુ પોતે જ તે યોગીમાં છે-ત્હેની સાથે એકાકાર થઈ રહેલી છે; અર્થાત્ મનુષ્યના મહાકારણમાં ત્હેનુ અસ્તિત્વ છે. ત્યાં તે સર્વ આત્માને મળે છે. તે આત્માની સાથે એટલી બધી તો એક થઈ ગયી છે કે માત્ર અમુક અમુક પદાર્થના સંસર્ગમાં આવતાં વારમાં જ તે પદાર્થ વિશેની સઘળી હકીકત સહમજાઇ જાય છે. આ ભુમિકા સુધી ઘણા જ થોડા યોગીઓ પહોંચે છે. આમ હોવા છતાં પણ કારણજગતમાં એટલું તો બની શકે છે કે બીજી વસ્તુના સમ્બન્ધમાં આવવાથી ભાવદ્વારા ત્હેને જાણી શકાય છે.

જે માણસ કે વસ્તુનો મ્હારે અભ્યાસ કરવો હોય છે તે માણસ કે વસ્તુના આત્મા સાથે મ્હારી જાતનો અને મ્હારા આત્માનો નાતો બાંધી લઉં છું. આમ કરવાથી મ્હારી અંદરની પ્રજ્ઞા અને તે વસ્તુમાં રહેલી પ્રજ્ઞા એ બન્ને

એકતાને પામે છે. આ હું કેવી રીતે કરું છું ? પુરેપૂરો નિર્વ્યાપાર બનીને મ્હારી બુદ્ધિમાં ત્હેની છબી એકાગ્રચિત્તે માત્ર જોયા જ કરું છું. જો મ્હારી બુદ્ધિ પૂરેપૂરી વિશુદ્ધ હોય કે તે કંઇક અંશે પણ શુદ્ધ થયેલી હોય, અને મ્હારું મન પણ પૂરું શાન્ત હોય તો હું તે વ્યક્તિ કે વસ્તુના રહસ્યને જાણી શકું છું. આ સઘળું હું આધ્યાત્મિક કે નેજ–અનુભૂતિદ્વારા અગર તો ભાવદ્વારા જાણી શકું છું.

ત્યારબાદ જે વસ્તુ વિશેની હકીકત મેં જાણી લીધી ત્હેને સ્પષ્ટ અને ચોક્કસ કરવાનું બાકી રહે છે. આમ કરવાને માટે મ્હારે ત્હેને બુદ્ધિવડે મ્હારા મન આગળ રજુ કરવી પડે છે. એટલે કે હું તે બાબતમાં વિચાર કરું છું ત્હેમને હું કહું છું તે વિચારો મ્હારામાં અવ્યક્ત જ્ઞાનરૂપે રહેલા છે. તેઓ 'વાક્'નું સ્વરૂપ લઇને કાંઇ ચોક્કસ અર્થ સૂચવે છે. આનું જ નામ વિચાર. ઘણાખરા માણસો અપૂર્ણ 'વાક્' અને ખંડ–અર્થવડે વસ્તુને અર્ધીપર્ધી વ્યક્ત કરીને બહુ અસ્પષ્ટપણે વિચારે કરે છે. પણ યોગીએ આમ કરવું જોઇએ નહિ. એના વિચારોને એણે સ્પષ્ટ અને સમ્પૂર્ણ વાક્યોમાં દર્શાવવા જોઇએ. એ કોઇપણ વસ્તુના રહસ્યને વિચાર કર્યા વિના પણ ભલે જાણી શકતો હોય, છતાં પણ જો તે વિચારવા જ બેસે તો તો તેણે બહુ જ સ્પષ્ટ અને પૂરેપૂરીરીતે વિચાર કરવો જોઇએ.

જરૂર જણાતાં યોગીઓ પણ વિચાર તો કરે છે; પણ

વિજ્ઞાનવાદીઓની જેમ નહિ. તે સત્યને વિચારમાં ઉતારીને પોતાની અનાગતદર્શક શક્તિદ્વારા વસ્તુને જૂએ છે. પ્રત્યક્ષ ત્હેને અર્થ દાખવે છે, પ્રેરણા 'વાક્' આપે છે, સ્ફુરણા વડે એ વિષયના ખરા નિર્ણય-સિદ્ધાન્ત પર આવે છે. વિવેક ભૂલોથી એનું રક્ષણ કરે છે. આ ચાર સાદી પ્રક્રિયાઓ વડે સત્યનો વિચાર કરો. એને જો દલીલ કરવાનો વખત આવ્યો તો અન્તરસ્ફુરણા એને યોગ્ય દલીલો બતાવી આપે છે. નૈયાયિકો જેમ એક નિગમન પરથી બીજા નિગમન પર આવે છે તેમ, એને આવી કષ્ટ ભરી રીતે આગળ ચાલવું પડતું નથી.

છેવટે બાહ્યસૃષ્ટિની બીનાઓ વડે તે પોતાના જ્ઞાનને સિદ્ધ કરે છે. ત્હેણે માણસની માત્ર સ્હામું જોઈને કે ત્હેનો વિચાર કરીને સત્ય બીના તો જોઈ જ લીધી હોય છે. ત્હેના વિષયમાં ત્હેણે બહુ સ્પષ્ટપણે વિચારી લીધું હોય છે. હવે તે પોતાની ધારણાઓને એ માણસનાં કામ, વાણી, વગેરે સાથે સરખાવી જૂએ છે. પોતાના ખરાપણાની પરીક્ષા કરવા માટે તે આમ કરતો નથી; કારણ કે તેને સારીરીતે ખબર છે કે માણસનાં કાય, વાણી વગેરે તો ત્હેને ફક્ત અર્ધોપર્ધો વ્યક્ત કરે છે. આમ હોવાથી તે માનવસ્વભાવના અભ્યાસીઓને આડે માર્ગે દોરી જાય છે. ત્હેને આમ કરવાનું કારણ માત્ર એટલું જ છે કે જે સત્ય બીના કારણમાંથી ત્હેણે જાણી છે તે સ્થૂલજગતમાં કેવી રીતે કામ કરી રહી છે એ ત્હેને જોવું હોય છે. એ માણસનું બાહ્યજીવન યોગદ્વારા ત્હેણે જાણેલા ગંભીર સત્યની સાથે જેટલે અંશે

મળતું હોય છે તેટલે અંશે તે આત્મનિર્ણયપર શ્રદ્ધા રાખે છે.

આ મહાન્ ભેદ તમે જોઈ શકો છો. મુશ્કેલી માત્ર એટલી જ છે કે તમે તમારી ઇન્દ્રિય અને વિચારબુદ્ધિનો જ ઉપયોગ કરવાને ટેવાઈ ગયા હો છો; ઉચ્ચ શક્તિને તો પૂરેપૂરી બાતલ જ કરી નાંખી હોય છે. આથી કરીને જ ઉચ્ચ શક્તિ જાગ્રત કરવામાં તમને મુશ્કેલી પડે છે.

જો તમે ભાવ, અને આત્મજ્ઞાનથી શરૂઆત કરો તો કામ કેટલું બધું સરળ થઈ જાય! હજુ પણ તે થઈ શકે તેમ છે. પણ ત્યાર પહેલાં તમારે નિમ્નસ્તરની બુદ્ધિ અને મનમાંની ઇન્દ્રિયનાં બન્ધનથી મુક્ત થઈ જવું જોઇએ. અને સાથે ને સાથે ઉચ્ચ શક્તિની પ્રવૃત્તિઓને જાગ્રત કરવી જોઇએ. તે તમારે માટે જોવાનું, સાંભળવાનું અને વિચારવાનું પણ કામ કરશે.

ત્યારે હવે, તમારા સંસ્કારને પહેલાં ઠીક કરી લો. અત્યાર સુધી મ્હેં જે કંઈ તમને કહ્યું છે અને હજુ પણ જે કંઇ કહું તે સર્વને બુદ્ધિપૂર્વક સમજી લો. ત્યાર બાહ્ય શક્તિનો પ્રયોગ કરીને વિચારબુદ્ધિ, કલ્પના, સ્મૃતિ, સાધારણ વિચાર અને આવેગ એ બધાને પૂરા શાંત કરો કે જેથી ઉચ્ચ બુદ્ધિ બધી નિમ્ન પંક્તિની પ્રકૃતિથી તદ્દન નિરાળી જ છે એ જાણી શકો. ઉચ્ચ શક્તિ જેમ જેમ વધારે ને વધારે ક્રિયાવાન થાય

છે તેમ તેમ પ્રોત્સાહનરહિત નિમ્નસ્તરની શક્તિઓ ઢીલી પડી જાય છે. અન્તે તે ત્હમને દખલ કરતી બંધ થાય છે.

એથી, હવે આ પ્રમાણેનો ક્રમ થયો ગણાય. પ્રથમ તો શક્તિ, અને શક્તિદ્વારા જ્ઞાન. પ્રથમ કાલી ત્યાર બાદ સૂર્ય. આ વિષયની બાકી રહેલી બાબતોને પૂરી કરી લીધા પછી જ હું જૂદી જૂદી શક્તિઓ સમ્બન્ધમાં સમજુતી આપીશ.

## ૫.

માણુસો જો વિચારબુદ્ધિ, સ્મૃતિ અને કલ્પનામાં મશગુલ થઈ રહેવાનો સંતોષ માનતા હોય તો તો બુદ્ધિની શુદ્ધિ અને ઉચ્ચ શક્તિઓનો વિકાસ એ એક સરળ બાબત બની જાય. પણ વિચારનું એક બીજું સાધન છે; અને માણુસો ત્હેમાં જ રચ્યા પચ્યા રહેવાને ટેવાઇ ગયા હોય છે. આ સાધન તે મન છે. ખરીરીતે તો મન એ ગ્રહણ કરવાની ઇન્દ્રિય છે. આંખ, કાન વગેરે સ્થાને દર્શાવાયલી છબીને તે પોતાની અંદર ગ્રહણ કરે છે. તે છબી પાશ્ચાત્ય લોકો જેને ઉપલબ્ધિ કહે છે ત્હેનું સ્વરૂપ ધારણ કરે છે. આ ઉપરાંત જે વિચાર અને જે ભાવનાઓ વિજ્ઞાનમાંથી ચિત્તમાં મોકલવામાં આવી હોય છે, ત્હેમને પણ તે ગ્રહણ કરી પછી ચિત્તમાં પસાર કરે છે. આ માર્ગમાં તે વિચારનું સ્વરુપ ધારણ કરે છે. દાખલા તરીકે. મન એકાદ પુસ્તકનો આકાર જોઇને કહે છે "પુસ્તક". ત્યારે એટલું નક્કી થાય છે કે એનું સ્વરુપ ત્હેના આગળ વ્યક્ત થઈ ગયું છે, અને હવે તે એના નામ વિશે કલ્પના કરે છે. આનું નામ અનુભવજન્યવિચાર છે. જ્યારે તે એમ કહેછે કે પુસ્તકમાં ભાષા લખેલી છે ત્યારે તે વધારે દૂરનો વિચાર છે એમ જાણવું. આ વિચાર બુદ્ધિજન્ય છે. આમાં

એવું થયું છે કે પહેલામાં તો ઇન્દ્રિયોદ્વારા જાણેલી વસ્તુને ફક્ત શબ્દમાં મુકવામાં આવી છે, જ્યારે બીજામાં વિચારેલી વસ્તુને શબ્દદ્વારા દર્શાવાયલી છે. દર્શનશક્તિ અને ગ્રહણશક્તિ એ બન્ને મળવાથી બોધશક્તિ બને છે. પાશ્ચાત્ય લોકોની ધારણા મુજબ વિચારબુદ્ધિ ઉક્ત બન્ને વસ્તુને માત્ર ગોઠવે છે. આ પ્રમાણે થએલી વ્યવસ્થાથી નવીન અને વધારે વિશાળ વિચાર બંધાય છે. ઘણાઓનું તો એવું માનવું છે કે દ્રષ્ટપદાર્થોના અનુભવને એકઠા કરવાથી સંજ્ઞાજ્ઞાન ઉત્પન્ન થાય છે. આ સંજ્ઞાજ્ઞાનને વિચારના રૂપમાં પલટી નાંખવામાં આવે છે. આ માન્યતા મુજબ વિચાર એટલે ભાષાની સંજ્ઞાઓમાં અનુભવની કરી રાખેલી સારી રચના એટલું જ થાય. જ્યારે હું કોઇ ફિરસ્તાની કલ્પના કરૂં છું ત્યારે એક મનુષ્યની આકૃતિ લઇને ત્હેના પર પક્ષની પાંખોનું આરોપણ કરી તે મિશ્રસ્વરૂપને ફિરસ્તો એવું નામ આપું છું. જ્યારે હું સદ્-ગુણ, હિમ્મત વગેરે ભાવદર્શકગુણના સમ્બન્ધમાં વાત કરૂં છું ત્યારે હું પ્રત્યક્ષજ્ઞાનથી પરની કોઇ વસ્તુનો વિચાર કરતો હોતો નથી; પરંતુ એકઠાં ગોઠવાયલાં સદ્ગુણ અને હિ-મ્મતવાળાં કાર્ય તથા પ્રત્યક્ષ જ્ઞાનનું વર્ગીકરણ કરીને, આનું નામ તો સદ્ગુણ, આનું હિમ્મત, એવા કોઠા પાડીને ત્હેમના પર સંજ્ઞાસૂચક પત્રિકાઓ ચ્હોંટાડવાનું કામ કરૂં છું.

મન અને બોધશક્તિ સમ્બન્ધી જ્યાં સુધી વાત કરીએ છીએ ત્યાં સુધી આ બધા વિચારો વ્યાજબી લાગે છે. મન બાહ્યજગત્ના પદાર્થોના વિષયને ગ્રહણ કરનારૂં સ્થાન

છે; વિચારશક્તિનું નહિ. બુદ્ધિમાંથી ચિત્તમાં જતા વિચારોને મન રસ્તામાંથી જ પકડી લે છે. ઉપર જણાવ્યું તે મુજબ એ ત્હેમને ઇન્દ્રિયજન્યજ્ઞાનની વસ્તુ બનાવી દે છે.

મન ત્હેમને જ્ઞાનેન્દ્રિયની દ્રષ્ટિથી જુએ છે. જનાવર પોતાના મનવડે વિચાર કરે છે તેથી જ તેઓ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ વગેરે જે કંઇ ત્હેમને લાગુ પડતું ન હોય એ સમ્બન્ધી વિચાર કરી શકતાં નથી. તેઓ પોતાની ઇન્દ્રિયોથી અમુક સીમામાં બંધાઇ ગયાં હોય છે. આ જ કારણને લીધે જનાવરોમાં બુદ્ધિ ગુપ્ત પડી રહી છે. અને તે જેટલે અંશે કાર્ય કરે છે તેટલે અંશે તે આ પડદા પાછળ રહીને જ કાર્ય કરતી હોય છે.

બુદ્ધિદ્વારા પણ જે ગ્રાહ્ય નથી અને જે અતીન્દ્રિય છે તે વસ્તુઓનો પણ મનુષ્ય પાર પામી શકે છે. આની સાબિતી યૌગિક-શક્તિ જ્યારે વિકાસ પામે છે ત્યારે હમેશાં મળ્યા કરે છે. પોતે કદીપણ નહિ સાંભળેલી કે કદીપણ નહિ જોયલી એવી વસ્તુ વિશેની સત્ય બીનાને મનુષ્ય પોતાની બુદ્ધિ વડે જોઈ શકે છે. માત્ર આટલી જ હકીકત જડવાદીઓના વિચારવિષયક મતનું ખંડન કરવાને પૂરતી છે.

ફક્ત મનના વિષયમાં એમનો એ વિચાર ખરો છે. મન ઇન્દ્રિયોને જવાબ આપે છે. ઇન્દ્રિયોદ્વારા ત્હેને જે જ્ઞાન થાય છે તે સમ્બન્ધી અમુક ધારણાઓ બાંધે છે અને અનુભવ કરે છે. આ બાબતો એ કેટલીક વખતે બાહ્યજગતમાંથી, તો કેટલીક

વખતે ચિત્તની અપ્રવૃત્ત સ્મૃતિમાંથી અગર તો બુદ્ધિમાંથી લે છે. આમ કરીને પાછું તે આ વિચારોને બુદ્ધિના ઉપર જ લાદવાની કોશિશ કરે છે. જ્ઞાનેદ્રિંયદ્વારા પ્રાપ્ત કરેલી ચીજોનો સ્વીકાર કરીને તે બેસી રહેતું નથી. તે એની પરીક્ષા પણ કરી જુએ છે. "મ્હેં અમુક જોયું," "અમુક મ્હેં સાંભળ્યું" એટલે તે સત્ય છે, આ પ્રમાણે મન તર્ક કરે છે. આ કારણને લીધે જ ઓછી વિકસેલી બુદ્ધિવાળા માણસો પોતે જ જે જોયું વા સાંભળ્યું હોય ત્હેને હદ ઉપરાંતનું મહત્વ આપે છે. "એ તો મ્હેં અમુક સ્થળે છપાયલું જોયું છે." એટલું જ કહીને આ વિદ્વાન માણસ પોતાની દલીલ પૂરી થયેલી માને છે.

ત્યારે હવે આપણે મનનું શું કરવું? યોગીઓ કહે છે કે ત્હેને સ્થિર કરો. જ્યાં સુધી મન સ્થિર થાય નહિ ત્યાં લગી જ્ઞાન પણ જાગ્રત થવા પામે નહિ. જ્ઞાનના કંઇ કંઇ અંશ મળી શકે ખરા. એ તો સાચું જ છે કે યોગીઓને પ્રશાન્ત મનની પરમ આવશ્યકતા છે. પણ ત્યારે જ્ઞાનેન્દ્રિયનું કેમ કરવું? મનના વિચારોને તો ત્હમે દૂર કરી શકો છો. પણ ત્હેની બોધશક્તિની કેવી વ્યવસ્થા કરશો? જોવાની ક્રિયા. સાંભળવાની ક્રિયા એ વગેરેને તો ત્હમે અટકાવી શકો તેમ છો જ નહિ. માત્ર સમાધિમાં હો ત્યારે આ થઈ શકે છે. આથી કરીને જ વેદાન્તિઓ સમાધિને એટલું બધું પ્રાધાન્ય આપે છે. આ એક જ સ્થિતિ એવી છે કે જ્યાં મનુષ્ય ઇન્દ્રિયના અનુભવોના આગ્રહભર્યા ઘેરામાંથી બચી શકે છે.

સમાધિમાં પણ જો ત્હમે ફક્ત જ્ઞાનનો જ પ્રયોગ કરી શકતા હો તો તો કર્મ અને વિચાર સુદ્ધાંને છોડી દે છે એવા ત્યાગી અગર તો સંન્યાસી થવું પડશે. આ પણ એક જરૂરની વસ્તુ છે. ત્હેનાથી ઇશ્વરની સરજેલી દુનિયાના એકયના બે ભાગ પડી જાય છે, અને જે વસ્તુ અવિભાજ્ય છે ત્હેના અસ્વાભાવિક વિભાગ કરી નાંખવામાં આવે છે. તાન્ત્રિક સારીરીતે જાણે છે કે આ અગત્યનું નથી. તે એ પણ જાણતો હોય છે કે સમાધિ એ એક મહાન્ સાધન છે, પરન્તુ તે એક માત્ર જ સાધન છે એ વાત માન્ય રાખતો નથી. તે પોતાના અંતઃકરણની ખ્યાલપૂર્વક એવી વ્યવસ્થા કરી લે છે કે ચાલતાં, લખતાં, વાંચતાં વગેરે પ્રકારનાં કામ કરતાં કરતાં તે વસ્તુના મર્મને જાણી શકે છે. આ બધું તે કેવી રીતે કરી શકે છે? વિચારના ઘોડા દોડાવવાની મનની પ્રવૃત્તિને માત્ર શાન્ત કરી દઇને તે આ કરી લેતો નથી; પણ સાથેસાથે મનની બોધશક્તિદ્વારા થતી સઘળી પ્રવૃત્તિ બુદ્ધિને અર્પણ કરીને આમ કરે છે.

બીજી રીતે કહીએ તો એ જોવાનું, સાંભળવાનું વગેરે કામ મનની ઇન્દ્રિય મારફતે નહિ પણ બુદ્ધિની ઇન્દ્રિયોની સહાયથી કરે છે. આમ કરવાથી કેટલો તફાવત પડી જાય છે તે ત્હમે જાણી શકશો. ત્હમે પ્રથમ કરતાં વધારે સમ્પૂર્ણરીતે બારીકાઇથી અને વધારે ચોકસાઇપૂર્વક જોઇ શકો છો એટલું જ નહિ પણ રંગ, રૂપ, સ્વર વગેરેની કદર પહેલાં કદી પણ ન કરી હોય એવી સારી રીતે કરી શકો છો. અને આ

ઉપરાન્ત કોઇપણ વસ્તુની ત્હમને ખબર પડે કે તરત જ ત્હેના પ્રાણ, ગુણ, ખાસ લક્ષણો, અને લાગણીઓને પણ સ્હમજી શકો છો. યોગના આ અંગને પ્રાકામ્ય કહેવામાં આવે છે. આ ખંડમાં ઇન્દ્રિયની સ્વતંત્ર અને મહાન્ પ્રવૃત્તિનો સમાવેશ થઈ જાય છે

યોગ સાધન પૂર્ણ થયા પછી મન ત્હમને દખલ કરતું નથી. તે જેતું બંધ થાય છે. બુદ્ધિમાંથી ચિત્તમાં જતી વસ્તુ માટે તે માત્ર એક માર્ગ—એક નહેર માફક બની રહે છે. આ શરૂ કરવાના અનેક પન્થ છે; પણ બહુ માણસોની ભૂલ એ થાય છે કે મનની વિચારવાની પ્રવૃત્તિને તેઓ શાન્ત કરે છે પણ ત્હેની સાથે દ્રષ્ટપદાર્થોની છબી અંકિત કરવાનું કામ તો માંદુ માંદુ પણ ચાલુ જ રાખે છે. મનને શાન્ત કરવા અને જ્ઞાનને જાગ્રત કરવાને શક્તિનો એકી વખતે જ ઉપયોગ કરવો એ ઉત્તમ માર્ગ છે. આથી બે પ્રકારના લાભ થાય છે. પહેલાં તો બીજી સાધારણ પદ્ધતિઓમાં કરવું પડે છે તેમ ત્હમારે આમાં ત્હમારા મનને પૂરેપૂરૂં ખાલી કરી નાખવું પડતું નથી. જો કે આ એક પ્રબળ તપસ્યા છે પણ સાથે સાથે તે ઘણી જ મુસ્કેલી અને કસોટીથી ભરપૂર છે. ત્હમે ધીમે ધીમે ઉચ્ચ વિચારણાની પ્રવૃત્તિને સ્થાને તેમજ મનની પ્રવૃત્તિને સ્થાને તે જ વિભાગની ઇન્દ્રિયની પ્રવૃત્તિને મૂકી શકો છો. પ્રકામ્યની પ્રવૃત્તિને ઇન્દ્રિયની અનુભવની પ્રવૃત્તિના સ્થાને મૂકી શકો છો. આ પ્રણાલી કમ મુસ્કેલીવાળી અને વધારે સરળ છે. બીજી બાબત એમ છે કે ત્હમે સુષુપ્ત અવસ્થામાં ન હો ત્યાં લગી પદાર્થનાં વિવિધ દ્રશ્યને મનપર ઝિલવાની ક્રિયા તો અટકાવી શકો તેમ નથી.

છો, ત્હમે માત્ર વિચાર વિષયક ક્રિયા બંધ કરી શકો છો. આમ હોવાને લીધે ત્હમે ત્હમારા મનને નિસ્તરંગ કરીને પૂરેપૂરું ખાલી કરી શકતા નથી. જ્યાં સુધી ત્હમે જ્ઞાનને જાગ્રત કરો નહિ ત્યાં લગી ત્હમે આ વિઘ્નકર્તા તત્ત્વને કેવી રીતે દૂર કરી શકશો ? મનના આ સામાન્ય અનુભવો પોતાનું કાર્ય બંધ કરે ત્યાર પહેલાં ક્યારનીએ પ્રાકામ્યની પ્રવૃત્તિ શરૂ થઈ ગયેલી હોવી જોઈએ.

તાન્ત્રિક પ્રણાલીની આ ત્રીજી ક્રિયા છે. પ્રથમ ત્હમે શક્તિનો વિકાસ કરો છો. એ વિકસેલી શક્તિદ્વારા જ્ઞાનને જાગ્રત કરો છો તથા મન અને નિમ્નસ્તરની બુદ્ધિને તે દ્વારા શાન્ત કરી ત્હેમને સ્થાને ત્હેમની પુનઃસ્થાપના કરો છો.

## ૬.

મન બાદ હવે ચિત્ત વિશે વાત કરીશું. ચિત્ત સ્વભાવતઃ જ બે ભાગમાં વહેંચાયલું છે. પ્રથમ ભાગમાં તરંગ—સ્પન્દનની સૃષ્ટિ જેને રસ—આવેગ કહેવામાં આવે છે ત્હેનો સમાવેશ થાય છે; જ્યારે બીજા વિભાગમાં જન્મ જન્મની સંચિત સ્મૃતિ સંરક્ષિત રહે છે. આ વિભાગ ચિત્રગુપ્તના ચોપડા જેવો છે. પ્રત્યેક જોયેલી, સાંભળેલી, કે વિચારેલી વગેરે બાબતોની છાપની નોંધ પ્રાણ છુટતા સુધી ત્યાં નોંધાયલી રહે છે. અને ત્યારબાદ સૂક્ષ્મશરીરની સાથે એમનું પણ મહાપ્રસ્થાન થાય છે. જીવની સાથે સાથે આ પણ બીજા જગતમાં પ્રવેશ કરે છે. મનુષ્ય જ્યારે ફરીથી જન્મગ્રહણ કરે છે ત્યારે મૂલાધારને વિશે રહેતા સુપ્ત સંસ્કારરૂપે તે પાછી આવે છે. આ કારણથી જ મનુષ્યને પોતાના ગત—જન્મનું સ્મરણ થતું નથી. પણ જો તે મૂલાધારને વિશે રહેતી કુંડલિનીશક્તિને જાગ્રત કરે તો આ સઘળાનું સ્મરણ ત્હેને થાય છે. બુદ્ધિમાં રહેતી જાગ્રત સ્મૃતિદ્વારા આ બધા સંસ્કારોને પાછા નોતરવામાં ન આવે ત્યાં સુધી તે પોતાને સ્થાને સુષુપ્ત દશામાં જ પડયા રહે છે. બુદ્ધિમાં જે સ્મૃતિઓ લગભગ હમેશાં ઉઠયા કરે છે ત્હેમને તો જરૂર ન હોય તોપણ વળી વળી આવી પ્રકટ થવાની ટેવ પડી ગઈ હોય છે. વિવિધ મત, ભાવ, ધારણાઓ

વગેરે, જે મનમાં તે ઉઠે છે તે મન જ્યાં સુધી શાન્ત થાય નહિ ત્યાં સુધી તો ઉક્ત સત્રગી યોગીના માર્ગમાં મહાન્ બાધા સ્વરૂપ છે.

ચિત્તનું બીજું સ્તર આવેગનું ક્ષેત્ર છે. આ આવેગ એ પણ શક્તિનું જ કાર્ય છે. શક્તિ ત્હેમને ચિત્તમાં મોકલી આપે છે; અને ત્યાં તે પ્રેરણા–ઉદ્દીપનાનું સ્વરૂપ ધારણ કરે છે. ચિત્તમાં જે આવેગનો ઉદય થાય છે તે ત્રણ પ્રકારના હોય છે. ભાવની ઉદ્દીપના, અનુભૂતિની ઉદ્દીપના અને કર્મની ઉદ્દીપના. આમાંથી પહેલીને સહજવૃત્તિ, પ્રેરણા, અન્તર્દૃષ્ટિ વગેરે નામો આપવામાં આવે છે. આ બધા સંદેશાઓ જીવ સહસ્રદલમાંથી ચિત્તમાં મોકલે છે. બુદ્ધિમાંથી તે અલક્ષિતરીતે પસાર થઈ જાય છે અને ચિત્તમાં આવી વસે છે. કેટલીકવાર બ્હારના અગર તો અંદરના કોઈ સ્પર્શને પરિણામે તે આવેશમાં આવી એકાએક જાગી ઉઠીને વિજ્ઞાનમાંથી સીધી જ બુદ્ધિ તરફ આવતી સત્યપ્રેરણાઓના જેટલા જ બળથી બુદ્ધિને આઘાત પહોંચાડે છે. તેઓ ચિત્તમાંના આવેગના રંગનો પટ લગાવીને, તેમજ ત્યાંના સમાગમ અને સ્મૃતિઓથી વિકૃત થઇને તથા જે કલ્પનાદ્વારા તેઓ પોષાઈ હોય છે તે જ કલ્પનાદ્વારા દૂષિત થઇને તે ત્યાં જઈ પહોંચે છે. શ્રદ્ધા, ભક્તિ, પ્રતિભા, તથા કવિઓના દિલમાં ઉઠતી સ્ફુરણા વગેરે ઘણુંખરું આ સ્થળેથી જ ઉત્પન્ન થાય છે. સાધારણ માણસને આ ભાવોદ્દીપના ઉપયોગી થઈ શકે છે પણ યોગીઓના માર્ગમાં એ અંતરાયસ્વરૂપ છે.

ત્યારબાદ અનુભૂતિના સ્પન્દનની વાત કરીશું. આને સાધારણરીતે આવેગ કહેવામાં આવે છે. આ આવેગના બે પ્રકાર છે. એક તો સ્વાભાવિક અથવા શાશ્વત; અને બીજો કૃત્રિમ અથવા વિકારયુક્ત. પ્રેમ એ સ્વાભાવિક સ્પન્દન છે. જ્ઞાનપ્રદેશમાંથી તે આગળ ધપીને વિકાસના ક્રમમાં પણ ટકી રહે છે. તિરસ્કાર એ પ્રેમનું વિકૃત સ્વરૂપ છે. અજ્ઞાનથી ઉત્પન્ન થયેલા વિકાર અને પ્રત્યાઘાતનું આ પરિણામ છે. એવી જ રીતે ધૈર્ય નિત્ય છે જ્યારે ભય એ અનિત્ય છે. અનુકમ્પા નિત્ય છે અને ઘૃણા, રાંક દયા. તિરસ્કાર, એ સઘળા અનિત્ય છે એટલે કે વિકારો છે. પ્રેમ, અનુકમ્પા, સત્ય, ઉચ્ચ અભિલાષાઓ વગેરે જે ચિરસ્થાયી, અને સ્વાભાવિક છે–નિત્ય છે તે જ ધર્મ અને બાકીના બધાંય અધર્મનાં અંગ છે. આ બધું સનાતન આદર્શના સંબંધી કહેવામાં આવ્યું. એને સામાજીક, અથવા લૌકિક વા અલ્પકાલપર્યંત સ્થાયી ધર્મ કે અધર્મ સાથે કાંઇ લેવા દેવા નથી. વળી વધારેમાં તો અવ્યક્ત દશામાંથી વ્યક્તમાં, તેમજ કનિષ્ટમાંથી ઉચ્ચતર ધર્મ પ્રતિ જવા માટે અધર્મ એ ઘણીવાર અગત્યનો માર્ગ કે સાધન બને છે. યોગીઓએ વિકારોથી મુક્ત થઈ જવું જોઇએ. પણ સનાતન ધર્મોને દૂર કરવા જોઇએ નહિં.

ત્રીજા પ્રકારની ઉદ્દીપનામાં કર્મની ઉદ્દીપનાનો સમાવેશ થાય છે. માનવજાતિના રાજસિક વિકાસને પરિણામે ચિત્તમાં તેના અસ્તિત્વની અસ્થાયી વ્યવસ્થા કરવામાં આવી છે.

સાધારણ અશુદ્ધ રાજસિક માણસ કર્મ કરવા સહેલાઇથી

પ્રવૃત્ત થતો નથી. એ તો વાસના કે કામનાપરવશ થઈને કાર્ય કરી નાંખે છે. પ્રેમ, ઘૃણા, કામ, ક્રોધ, હિંસા, ઉચ્ચાભિલાષ પ્રભૃતિની ઉન્માદના વડે તે કાર્ય કરે છે. આ વિના જો તે કાંઈ કાર્ય કરે છે તો તે ખડું જ નમાલું હોય છે. વાસના-રહિત, આવેગ વિનાનાં શુદ્ધ કર્મના રહસ્યને તે સમજતો જ હોતો નથી. રસના આવેગે માણસના સ્વભાવને જરા રંગ ચડાવી દેવો જોઈએ. પ્રેમ, ધૈર્ય, આત્મસન્માન, સત્ય-અભિલાષાઓ અને આત્મશ્રદ્ધાથી તે હમેશાં તરબોળ થયેલો હોવો જોઈએ. આમ છતાંય કોઈપણ વ્યક્તિગત ઉદ્દીપનાને-પછી તે કેટલીયે ઉચ્ચ પ્રકારની કેમ ન હોય-અધીન થઈ ત્હેણે કાર્ય કરવું જોઈએ નહિ. વિજ્ઞાનપુરૂષની સાથે સીધો સમ્બન્ધ ધરાવતી શક્તિની ઉદ્દીપના પ્રમાણે ત્હેણે કાર્ય કરવું જોઈએ. તદૂપરાંત તે શક્તિ અમુક જ ધોરણથી કેમ કાર્ય કરે છે તે બુદ્ધિ વડે સમજવું જોઈએ તથા તે કાર્યને પોતાના સ્વભાવને અનુકૂલ સ્પન્દનોથી રંગાવા દેવું જોઈએ. આટલું છતાંય બુદ્ધિ કે આવેગ એ બેમાંના કોઈને પણ સીધી રીતે આડે આવવાં દેવાં જોઈએ નહિ કે અમુક કાર્યનો નિર્ણય કરવાનો પ્રયત્ન કરવા દેવો જોઈએ નહિ. શુદ્ધ અવસ્થામાં આ બેમાંના કોઈપણ, કાર્ય સાથે કાંઈ નિસબત ધરાવતાં નથી. બુદ્ધિરૂપી અસુર તર્ક વા ભાવના વડે પોતાનાં કાર્યો નક્કી કરે છે જ્યારે આવેગરૂપી અસુર પોતાની અનુભૂતિઓ (Feelings) દ્વારા તે નક્કી કરે છે. પણ શુધ્ધ તો વિજ્ઞાનમાં અવસ્થિત એવા દૈવી અસ્તિત્વમાંથી ઉઠતી ઉચ્ચ પ્રેરણાઓથી પોતાના કાર્યનો નિર્ણય કરે છે. આને જ ઘણીવાર આદેશ

કહેવામાં આવે છે. શુદ્ધ યોગીઓને આ પ્રકારનો આદેશ મળી શકે છે અને તેઓ જ ત્હેના પર ભરોસો રાખી શકે છે; બાકી અશુદ્ધ યોગીઓ તો ઘણુંખરું પોતાના મનોભાવ, કલ્પના, અને કામના તથા વાસનાઓને આદેશ માની લેવાની ભૂલ કરી બેસે છે.

આથી કરીને યોગીઓએ, મ્હેં ગયા પ્રકરણમાં જણાવ્યું છે તે મુજબ મનને શાન્ત કરી, જન્મજન્માન્તરના સંસ્કાર પુઞ્જને સંરક્ષિત રાખનાર નિમ્નશ્રેણીના ચિત્તના ખેલોમાંથી મુક્ત થવું જોઇએ. તે જ પ્રમાણે તથા તે જ ઉપાયોદ્વારા સ્વાભાવિક વૃત્તિઓ અને વિચારોની ઉદ્દીપનાથી પણ મોકળા થઈ જાઓ. તથા શક્તિને ઉત્તેજનાઓને શાન્ત અને શુદ્ધ કરવામાં રોકી, આવેગને વશવર્તી કાર્ય કરવાના અભ્યાસમાંથી પણ મુક્ત થાઓ. હૃદયમાંથી ઉછળતી કામનાઓ કે આવેગને વશ થઈ અન્ધપણે ધસી આવતી વાણી કે કાર્યને શક્તિના પ્રભાવથી રોકવાં જોઇએ વા તો ત્હેમનો પ્રતિષેધ કરવો જોઇએ. આટલું કરશો ત્યારે જ આવેગ શાન્ત થશે; અને ત્યારબાદ તે ઓઘના એકાદ ભયંકર ઉછાળાની માફક કાર્ય કરવા પ્રવૃત્ત નહિ થાય પણ અસીમ સાગરમાં ઉઠીને શમતા કોઇ એકાદ જલધિતરંગની જેમ કાર્ય કરવાનો ત્હેને અભ્યાસ પડી જશે. પોતાના અસ્તિત્વ માત્રથી જ સંતુષ્ટ રહેતા આ પ્રશાન્ત તરંગોને જીવન અથવા તો ભાવ પર પોતાનું પ્રભુત્વ સ્થાપવાની કે કર્મદ્વારા તૃપ્તિ પામવાની લોલુપતા રહેતી નથી. આવેગની આ અવસ્થાને શુદ્ધ સ્પન્દન કહેવામાં આવે છે. ઉંચે બુદ્ધિના

પ્રદેશમાં જઇને, વિચારો અગર તો અમુક પ્રકારના અભિપ્રાયને ઘડવાનો પ્રયત્ન કરનાર વૃત્તિઓ તેમ જ વાણી અને કર્મદ્વારા બ્હારના જગતમાં વિચરતી વૃત્તિઓ પણ અશુદ્ધ છે. મ્હારા કહેવાનો ભાવાર્થ માત્ર એટલો જ છે કે ચિત્તને વિશે ઉઠતાં સ્પન્દનો કેવળ રસોપલબ્ધિને માટે જ છે. દરેક પ્રકારનાં કર્મ તો ઉચ્ચ નિયમનને અનુસરીને થતાં હોવાં જોઇએ.

અહિં પણ શકિતએ જ હૃદયને શુદ્ધ કરવું જોઇએ. ત્હેને શાસિત કરવું જોઇએ, ત્હેનું પુર્નગઠન કરવું જોઇએ. પ્રથમ જ્ઞાન જાગ્રત થાય અને મન પૂરૂં શાન્ત થઈ જાય ત્યારે તે આ કાર્ય સરસરીતે સંપાદિત કરી શકે છે. જો મન પૂરેપૂરૂં શાન્ત હોય તો પછી હૃદય સહેલાઇથી વિશુદ્ધ થઈ શકે છે.

૭.

હવે પ્રાણુ વિશે વિવેચન કરીશું. સૂક્ષ્મશરીરમાં મન અને ચિત્તની નીચે પ્રાણુનું સ્થાન છે. અને તે સ્થૂળદેહની નાભીની સાથે જોડાએલો છે. અહિં મ્હારે સૂક્ષ્મપ્રાણુ અને સ્થૂલ–પ્રાણુ વચ્ચે શો તફાવત છે તે સમજાવવો જોઇએ. યોગના પુસ્તકોમાં જણાવવામાં આવ્યું છે તે મુજબ આ સૂક્ષ્મપ્રાણુ, સૂક્ષ્મદેહની સંજ્ઞા વિષયક ક્રિયાઓમાં ફરે છે, જ્યારે સ્થૂલપ્રાણુ એ સ્થૂલદેહની સંજ્ઞા સંબંધી ક્રિયાઓમાં ફરે છે. ઉક્ત બન્ને બહુ નજીકના સૂત્રથી ગંઠાયલા છે; તેમજ બન્ને એક બીજાના ઉપર અસર પણુ કરે છે. પ્રાણુ એ સ્થૂલ અને સૂક્ષ્મ દેહની વચ્ચે સેતુ જેવો છે. જે લોકો યુરોપના શરીરવિજ્ઞાન સાથે યોગશાસ્ત્રનું સામંજસ્ય કરવાનો પ્રયત્ન કરીને, સ્થૂલદેહમાં યોગની નાડિઓ અને ચક્રોનું અન્વેષણુ કરવાનું સાહસ કરે છે ત્હેમને મ્હારે કહેવું જોઇએ કે તેઓ આમ કરવામાં ભારે થાપ ખાય છે. આ અતેંદ્રિય પદાર્થો તે એમના ભ્રમ મુજબનાં કેન્દ્રો નથી. એ ખરૂં છે કે સ્થૂલદેહની જ્ઞાનતંતુ વિષયક ક્રિયામાં કેટલાંક એવાં કેન્દ્ર છે કે જે ચક્રની સાથે મળતાં આવે છે. આમ ન હોય તો પછી હઠયોગનું અસ્તિત્વ સંભવતું નથી. તોપણુ ચક્રો તે ઉક્ત કેન્દ્રો તો નથીજ.

પોતાના જ્ઞાનપ્રદેશમાં યુરોપવાસીઓનું શ્રેષ્ઠત્વ છે; અને આપણે ત્હેમની એ વસ્તુને હૃદયંગમ કરી લેવામાં પણ પાછી પાની ન કરવી જોઇએ. તોપણ કૃપયા ત્હમારા ઉચ્ચ જ્ઞાનને ત્હેમની એ આધિભૌતિક વિદ્યાશક્તિના દાસત્વમાં જકડી દેતા નહિ. અને જો આમ કરી બેઠા તો એક ભયંકર ગોટાળો ખડો કરી દેશો. પ્રથમ ત્હમારા ઉચ્ચ જ્ઞાનનો વિકાસ કરો ત્યારબાદ ત્હેમની વિદ્યાઓનો અભ્યાસ કરવાનો આરમ્ભ કરો. આમ કરવાથી તે વિદ્યાઓ પોત પોતાને સ્થાને જઈ હાજર થશે. હું તો અહિં ખાસ કરીને સૂક્ષ્મપ્રાણ વિશે કહેવાનો છું.

સ્થૂલપ્રાણ અન્તઃકરણ કરતાં દેહની સાથે ખાસ સમ્બન્ધ ધરાવે છે એટલે દેહની વાત કરતી વખતે ત્હેનું પણ ધ્યાન કરીશ. સૂક્ષ્મપ્રાણ વાસનાઓનું કેન્દ્ર સ્થળ છે. યોગીઓએ આ સ્થાનની શુદ્ધિ કરી લેવી એ પરમ જરૂરનું છે. જ્યાં સુધી ત્હમે વાસનાઓથી મુક્ત ન થાઓ ત્યાં સુધી કોઇપણ પ્રકારની સિદ્ધિ સ્થાયીરૂપે ટકી શકતી નથી. ત્હમે જ્યારે વાસનાઓથી મુક્ત થઈ જશો ત્યારે જ બીજી સર્વ વસ્તુઓ પર સહેલાઇથી જય પ્રાપ્ત કરી શકશો. એથી જ ગીતા ભાર દઇને કહે છે, "પ્રથમ વાસનાનો ત્યાગ કરો." જ્યાંસુધી જ્ઞાન સંપાદન કરો નહિ, અને શક્તિનો પ્રયોગ કરી મનને શાન્ત રાખી શકો નહિ, તથા ત્હેની મારફતે આવેગને શુદ્ધ કરી શકો નહિ ત્યાં લગી વાસનાને ત્હમે પૂરેપૂરી તિલાંજલી કદીપણ આપી શકવાના નથી. ત્હમે સંયંમદ્વારા એને બ્હાર

કાઢી મૂકો યા તો નિગ્રહના બળથી દબાવી દો પણ છેવટે એ એમાંના કોઇથી કામ સરનારૂં નથી. " प्रकृतिं यान्ति भूतानि निग्रहः किं करिष्यति " આમ કરવાથી અમુક સમય લગી તો લાભ થાય છે પણ ત્યારબાદ દબાવી રાખેલી વાસનાઓ પ્રબળ વેગથી આવી પોતાને છોડવાં પડેલાં સ્થાનનો પાછો અધિકાર કરી લે છે. ક્રાઇસ્ટ એક પિશાચનું દ્રષ્ટાન્ત આપતા. એમનું દ્રષ્ટાન્ત ટૂંકામાં એવું છે કે શરીરને વિશે એક પિશાચ રહેતો હતો. હેને બળજોરીથી હાંકી કાઢવામાં આવ્યો તો ખરો પણ ત્યારબાદ તે પોતાનાથી પણ વધારે દુષ્ટ એવા બીજા સાત પિશાચને લઇને પાછો ચઢી આવ્યો. ( આ દ્રષ્ટાન્ત સર્વરીતે ઉપરની હકીકતનું રૂપક છે. ) તેમ કરવાનો હેનો સ્વભાવ છે. આ, હેમની પલટી ન શકાય હેવી પ્રકૃતિ છે. ઉપર જણાવેલા શરીરમાંના પિશાચને હાંકી મૂકયા પછીની સ્થિતિમાં પણ અશુદ્ધ આવેગ વાસનાની જ ઝંખના કર્યા કરવાના; અસ્થિર મન, જ્યારે જ્યારે તે પાછી ફરે ત્યારે ત્યારે પોતાને ત્યાં આશ્રય પણ આપવાનું. વળી વખારેમાં અપ્રકાશિત બુદ્ધિમાં હેનાં બીજ રહેલાં છે; અને પહેલી તક મળતાંવારમાં જ હેનો પ્રથમ અંકુર બ્હાર નીકળી આવે છે. વાસનાનો પરિત્યાગ કરવાને માટે હમારે અન્તઃકરણને પૂરેપૂરૂં શુદ્ધ કરી લેવું જોઇએ, તથા આત્મપ્રકૃતિનું આમૂલ પરિવર્ત્તન કરવું જોઇએ. આટલું ન કરવામાં આવે ત્યાં સુધી તો વાસના ફરી આવી પહોંચે છે, અથવા ત્યાંની ત્યાં જ કાયમ હોય છે. જ્ઞાન વડે ઉદ્ભાસિત

થયેલી વિચારશક્તિ અલિષ્ટ શક્તિના કાર્યને પ્રકાશિત કરીને, વિશુદ્ધ મનની મદદથી સઘળી વાસનાઓને સૂક્ષ્મપ્રાણમાં હાંકી કાઢે છે. અહિં જો હેના પર હુમલો કરવામાં આવે તો હેનો પૂરેપૂરો નાશ થઈ જાય છે. બુદ્ધિ શુદ્ધ થતાં આ જૂદાંજૂદાં અવયવોના પ્રકારને હમે જાણી શકો છો, તેમ જ હમારી સઘળી માનસિક પ્રવૃત્તિઓને હેમના પોતાના માટે નક્કી થયેલા અવયવમાં રાખી શકો છો. આમ કરવાથી વાસનાને છુટી પાડીને પ્રાણમાં જ રાખી શકાય છે. પરિણામે હૃદય અને મન બન્નેને વાસનાઓના જીદ્દી હુમલાઓની આફતમાંથી બચાવી લેવાય છે. જ્ઞાન અને આવેગમાં વિકાર ઉત્પન્ન કરીને જ્યારે વાસનાઓ ચિત્ત અને બુદ્ધિને કબજે કરે છે ત્યારે જ તે ફાવી જાય છે. આમ વિકાર દાખલ થઈ જવાથી શક્તિના ઉપર તે પોતાનો અમલ સ્થાપી બાહ્ય તેમજ અન્તર જગતનાં બધાં કાર્યો પર પોતાની અસર ફેલાવે છે. આ વાસનાઓ જ્યારે કોઇ ઉચ્ચ શ્રેણીની વ્યક્તિના અન્તરમાં એકાદ આદર્શ કે જીવનના ઉદ્દેશ રૂપે પોતાની પ્રતિષ્ટા કરી દે છે તો પછી તે બહુજ પ્રબળ થઈ જાય છે.

આથી કરીને, શુભ અશુભ એ સર્વ પ્રકારની વાસનાઓનો ત્યાગ કરવો પડશે. કેટલાક ડાહ્યા માણસો શુભવાસનાઓ રાખીને માત્ર અશુભનું જ વિસર્જન કરવાનું હમને કહેશે તોપણ અજ્ઞાનથી ભરેલી હેમની આ કિમતી સલાહ તરફ કર્ણપાત સરખોયે કરતા નહિ. હા, અશુભવાસનાઓ દૂર કરવા પૂરતી જ હમે એ શુભ વાસનાઓ

કાયમ રાખી કામે લગાડી શકો છો. પણ આ કામ પતી જતાં જ ત્હમારે મુમુક્ષત્વ એટલે કે ભગવાનની સાથેના મિલનની એક માત્ર વાસના રાખી બાકીની બધીયે શુભ વાસનાઓનું વિસર્જન કરવું જોઇએ. અન્તે ત્હમારે એ છેલ્લી વાસનાનો પણ ત્યાગ કરીને ભગવાનને આત્મસમર્પણ કરી નિષ્કામ અને નિસ્પૃહ બનવું જોઇએ જો આ પ્રમાણે કરવામાં નહિ આવે તો પછી ત્હમને જણાશે કે ત્હમે બહુ જ અપૂર્ણ અને અશુદ્ધ માર્યાદામાં જ ભમ્યા કરો છો. કોઇપણ પ્રકારની વાસનાને સ્થાન આપતા નહિ. તે જન્મથી જ દ્રોહી છે અને ત્હેમાં જો ત્હમે સ્થાન આપ્યું તો ત્હમારા પોતાના જ શત્રુને સારૂ તે દરવાજો ખુલ્લો કરી દેશે. જ્યારે પેલા મલિન પિશાચે આવીને જોયું કે પોતાનું ગૃહ તો સાફસુફ કરીને ખૂબ અલંકૃત કરવામાં આવ્યું છે ત્યારે તેણે આ શુભવાસનાઓથી શણગારાયલા ગૃહમાં પ્રવેશ કીધો. ત્હેણે પ્રવેશ કરતાં જ મનુષ્યની આખી સ્થિતિને પલટી નાંખી; ત્હેણે મનુષ્યની આ શુભવાસનાથી ભરેલી અવસ્થાને તેની પૂર્વાવસ્થા કરતાં પણ વધારે ખરાબ કરી દીધી એથી કરીને જ સર્વ પ્રકારની વાસનાઓનો પૂરેપૂરો ત્યાગ કરવાનું ભાર દઇને કહેવામાં આવે છે.

સદ્ગુણ દુર્ગુણ એ સર્વ પરની આસક્તિને છોડી દો. કોઇપણ પ્રકારના બંધનની સ્પૃહા ન રાખો પછી ભલે તે બંધન સુવર્ણરચિત કેમ નહોય! સ્વયં ભગવાન્ સિવાય અન્ય કોઇનો—ત્હમારાં વન્દન કરવા યોગ્ય દેવદેવીનો—પણ ત્હમારા પથદર્શક અને ગુરૂ તરીકે સ્વીકાર કરતા નહિ.

વાસના એ આસક્તિ, કામના અને રાગદ્વેષ એમ ત્રણ તત્ત્વોની બનેલી છે. પ્રથમ આસક્તિને દૂર કરી દો. "અમુક તો મ્હારે જોઇએ જ. અમુક વિના તો મ્હને ચાલેજ નહિ." એ પ્રકારની આસક્તિ અને દુરાગ્રહને શક્તિ અને વિશુદ્ધ અન્તઃકરણની સહાયથી દૂર કરો. આવેગ શાન્ત થઈ જતાં આસક્તિ પોતાની મેળે જ નિર્મૂળ થઈ જશે. આમ છતાંય તે પૂરેપૂરી નિર્મૂળ થઈ જાય ત્યાર પહેલાં ભારે તોફાન મચાવીને આવેગને ફરી જાગ્રત કરવા પ્રયત્ન કરશે. ધૈર્ય અને દૃઢતાથી શક્તિનો પ્રયોગ કરો. નિષ્ફળતા મળે તો તેથી ગભરાતા નહિ. આસક્તિ બહુ ભયંકર વસ્તુ છે. તે જળોનો જેવી ચિમ્મડ છે.તે ખરેખર અતિ બુભુક્ષાવશા છે. આ પોકારને બળજોરીથી શાન્ત કરતા નહિ, પરન્તુ ત્હેના તરફ બેદરકારી રાખો અને કોલાહલમાંથી દૂર થઈ જવા શક્તિનો પ્રયોગ કરો. વાસના ઢીલી પડી જતાં, કામનાનું પોણા ભાગનું જોસ ચાલ્યું જાય છે, આવે સમયે ત્હમે ત્હેને પણ સહેલાઇથી દૂર કરી નાંખી શકો છો. આમ છતાંય અભ્યાસ પડી ગયો હોય છે એટલે અમુક વસ્તુ માટેની કામના તો થોડા વખત સુધી ઉત્પન્ન થવાની જ. કામના પ્રાણમાં ઉત્પન્ન થાય છે, હૃદય કે બુદ્ધિમાં નહિ. જો પુરેપૂરી રીતે નિરાસક્ત થઈ ગયા હોઇએ તો પછી કામ્ય પદાર્થોને સ્વીકારવામાં ન આવે તોપણ તે પોતાની પાછળ સ્થાયી ચિન્તા અને સતત વિતૃષ્ણાને મૂકી જતા નથી પણ હૃદયની શાન્તિને અમુક થોડા

સમય દાખલ પહોંચાડે છે ખરા. કામના દૂર કરી નાંખ્યા પછી પણ રાગ ત્યાં કાયમ રહે છે. જો રાગ ત્યાં રહી ગયો તો દ્વેષ પણ પાછળથી જરૂર ઘુસી જવાનો. ત્હમારામાંથી કામના ચાલી ગઈ હોય છે એટલે કોઇ વસ્તુ માટે તૃષ્ણા તો ઉત્પન્ન થશે નહિ. પણ એવું બનશે ખરૂં, કે અમુક વસ્તુઓ ત્હમારી પાસે જોઇને અરુચિ ઉત્પન્ન થશે, જ્યારે બીજી કેટલીકને જોઇને હર્ષ અને ઉલ્લાસ થશે. જે વસ્તુઓ ત્હમારી પાસે જ છે ત્હેમના પર ત્હમે આસક્તિ રાખશો નહિ, ત્હેમની વિરૂદ્ધ બંડ કરશો નહિએ સાચું, પણ જો કોઇ અનિષ્ટ વસ્તુ આવી તો તે ત્હમને અરુચિકર લાગશે જ. કંઇ અજુગતુ બની ગયું તો "એ પણ ઠીકજ થયું" એમ કહી ભગવાનની ઇચ્છાને અધીન પણ થશો. છતાંય ત્હમારા આનંદનો નાશ થાય એ ત્હમને ઠીક લાગશે નહિ. આ બધાં રાગદ્વેષમાંથી મુક્ત થાઓ અને પૂર્ણ સમતા પ્રાપ્ત કરો.

પૂર્ણ સમતા પ્રાપ્ત થતાં ત્હમે પૂર્ણ શાન્તિનો અથવા તો શુદ્ધ ભોગનો આસ્વાદ મેળવી શકશો. શાન્તિ એટલે પ્રશાન્ત આનંદ. નિર્ગુણબ્રહ્મમાં રહેલા યોગીઓ આ પ્રશાન્ત આનંદ અનુભવી શકે છે. શુદ્ધ ભોગ તે ઉપરોક્ત આનંદનું વ્યક્ત સ્વરૂપ છે. ત્રીગુણાતીત અનન્ત બ્રહ્મમાં રહેતા યોગીઓ આ આનંદનો ઉપભોગ કરે છે. ફિક્ત ઉભય પ્રકારના આનંદ એકી વખતે મળી શકે છે. એ બન્નેને એકી વખતે પ્રાપ્ત કરવા એ ઉત્તમ છે. પૂર્ણ શાન્તિ સાથે વિરાજેલા શુદ્ધ ભોગદ્વારા ભગવાન્ આ સૃષ્ટિના આનંદને ભોગવે છે. કામરહિત ભોગ, તથા વાસના રહિત

આનંદની કલ્પના સુદ્ધાં પણ ઘણા માણસો કરી શકતા નથી. ત્હેમની આવી માન્યતા ભૂલ ભરેલી છે. આ પ્રકારની માન્યતા લગભગ સર્વમાન્ય જેવી બની ગઈ હોય તોપણ તેથી ત્હેમાં રહેલી મૂર્ખાઇ તલમાત્ર ઓછી થતી નથી. એ તો માત્ર અજ્ઞાન સૂચવે છે. અજ્ઞાનનું આ મુખ્ય અંગ છે. જ્યાં લગી વાસનાઓ દૂર કરી શકો નહિ, ત્યાં લગી ખરેખરા આનંદની પ્રાપ્તિ થવાની નથી. વાસનાઓની તૃપ્તિમાંથી જે ભોગસુખ અનુભવાય છે તે બહુ ક્ષુબ્ધ, ભયાવહ અને સીમાબદ્ધ હોય છે. પણ શુદ્ધ ભોગ તો પ્રશાન્ત, વ્યાકુલતા રહિત, વિજયી, અસીમ તથા તૃપ્તિ રહિત તેમજ વિરાગ વિનાનો હોય છે. તે સનાતન આનંદમય છે. એક શબ્દમાં કહીએ તો તે હર્ષ નથી! તે સુખ નથી! તે આનંદ છે. તે અમૃત છે. ભગવાન્ સાથેના પરમ ઐક્યની તે અવસ્થા છે. કામનાનું ત્યાં નામનિશાન પણ રહેતું નથી. સાધકના જીવનમાં લિપ્સા આવીને કામનાનું સ્થાન પૂરે છે. લિપ્સા અર્થાત્ ભગવાન્ જે કંઇ આપે ત્હેને શિવજીની જેમ નિરુદ્વેગ ચિત્તે સ્વીકારવાની અનન્ત તત્પરતા તથા ત્હેને ભોગવવાનું સામર્થ્ય-ગર્ભિણી, દુઃખ, અપકીર્ત્તિ વગેરે જે રાજસિક માણસને કષ્ટ સમાન છે તે તો સર્વ ત્યારબાદ આનંદના–ભોગના રૂપમાં પલટાઇ જાય છે. આવા આત્માઓને જો એકાદ વખત નર્કમાં પણ રાખવામાં આવે તો તેઓ ત્યાં નર્કયન્ત્રણાઓને સ્થળે સ્વર્ગસુખનો અનુભવ કરશે. પ્રભુના ભક્ત કહે છે "આ તો મ્હારા પ્રિયતમની પ્રસાદી છે."–તેઓ માત્ર એટલુંજ નહિ કહે પણ તે તો પૂર્ણ જ્ઞાનીની જેમ "આ જ તે પ્રિયતમ

છે; આ જ તે આનંદ બ્રહ્મ છે; કાંત, શિવ, શુભ અને સુન્દર તે પણ આ જ છે" એમ જ કહેવાનો.

શુદ્ધિ પ્રાપ્ત કરવાની ક્રિયાનો ફરી ઉલ્લેખ કરવાની જરૂર નથી. અત્યાર સુધીમાં ત્હેના પર પૂરતું વિવેચન થઈ ગયું છે. આ તાન્ત્રિક પદ્ધતિ અન્ત સુધી એક સરખી છે. શક્તિમાં પૂર્ણ શ્રદ્ધા; ત્યાર બાદ આધારમાં દૈવીશક્તિના કાર્યનો આરમ્ભ; તથા સાધનાના અન્ત સુધી પુરુષની પૂરેપૂરી નિષ્ક્રિયતા–ત્હેનું અકર્તૃત્વ; અને પોતાની પ્રજાએ જેનો અસ્વીકાર કીધો છે એવો, છતાંપણ સત્તા અને શાસનના પરમનિદાનરૂપ ઇશ્વરે પોતાની સત્તાની ધીમે ધીમે સ્થાપના કરવી. તાન્ત્રિક પધ્ધતિનો આ સાધારણ ક્રમ છે.

૮.

હવે સ્થૂલશરીરની વાત બાકી રહે છે. આ સ્થૂલશરીર સ્થૂલપ્રાણ તથા અન્નમય શરીરનું બનેલું છે. પ્રાણશક્તિ વડે જીવન ટકી રહ્યું છે. સ્થૂલદેહ સૂક્ષ્મદેહની સાથે પ્રાણવાયુદ્વારા જોડાયલો છે. આ બન્ધન-ગ્રન્થિ તુટી જતાં મૃત્યુ નિપજે છે. સૂક્ષ્મદેહ આ પ્રાણવાયુને સંહૃત કરીને પ્રસ્થાન કરે છે. ત્યારપછી અવશિષ્ટ રહેલ અપાનવાયુ જીવદેહમાં વિકૃતિ ઉત્પન્ન કરે છે. અપાનવાયુનો સ્વભાવ જ આવું ઉત્પન્ન કરવાનો હોય છે. શરીરની રક્ષા કરવાનું કાર્ય પ્રાણનું જ હોય છે અને તે ચાલ્યો જતાં અપાનવાયુ શરીરનું જલ્દી જલ્દી પૃથક્કરણ કરવા લાગી જાય છે. કેટલાંક કિટાણુઓમાં-પ્રાણીઓમાં પ્રાણવાયુ એટલા તો પુષ્કળ પરિમાણમાં હોય છે કે, સૂક્ષ્મદેહના અન્તર્ધ્યાન થઈ ગયા પછી પણ એમના દેહમાં જીવનનાં ચિહ્ન જોવામાં આવે છે. અહિં સુધી આપણે સૂક્ષ્મદેહની-અંતઃકરણની અર્થાત્ મનની શુદ્ધિ જ વિશેના વિધાન પર વાત કરી છે. શરીર વિશેનો વિષય એ આપણા હેતુથી થોડોક નિરાળો છે. તોપણ એ વિષયમાં બે શબ્દો કહી લેવા જરૂરના છે. જે યોગના હેતુ હું ત્હમને સ્હમજાવી રહ્યો છું ત્હેની ચોક્કસ માન્યતા એવી છે કે આ સ્થૂલશરીર એ

તો સૂક્ષ્મશરીરની એક છાયા માત્ર છે—પ્રતિકૃતિ છે. શરીર એક બીબું છે. મન જાતે હેમાં આવી ઢળાય છે. પણ અહિં ખૂબી એવી છે કે મન આ બીબાને જાતે તૈયાર કરે છે. અને આનું પરિવર્તન પણ તે જ કરી શકે છે. શુદ્ધ, મુક્ત અને સિદ્ધ મન શરીરમાં પોતાની મરજી મુજબ કાર્ય કરી શકે છે. એવું પણ બને છે કે મન ઘણીવાર આ સ્થૂલદેહને આધિવ્યાધિ, ઉપાધિ, દારિદ્ર ઇત્યાદિ પૂર્વજન્માર્જિત કર્મોના ભોગને ભોગવી લેવા દે છે. આમાં મૃત્યુ જો થઈ ગયું તો તેથી પણ તે બિન્દુમાત્ર વિચલિત થતું નથી. આ બધું, અશુદ્ધિ અને બન્ધનનું—માનસિક અશુદ્ધિ અને બન્ધનનું પરિણામ છે. કારણની સાથે સાથે જ કાર્યનો લોપ થાય છે. પણ આ લોપ એકદમ થતો નથી. તે વરાળ તથા વરાળયંત્રના જેવો છે. ગત—જન્મોના પરિણામ રૂપે તૈયાર થઈ ગએલા સ્વભાવનાં જૂદાં જૂદાં અંગોને મનની અંદરથી શરીરમાં એકદમ ધકેલી મુકવામાં આવે છે. સ્થૂલમાં એને કાર્ય કરવાનો અવકાશ આપી શકો છો. ઘણા માણસો એ પ્રમાણે કરે છે. હમારે તો ત્યાં પણ એની પાછળ જ લાગ્યા રહી તેઓને ત્યાંથીયે કાઢી મુકવાના છે. આ અવસ્થામાં હમે કાયાશુદ્ધિ અને કાયાસિદ્ધિ લાભ કરી શકો છો. આ સ્થળે હઠયોગ અને રાજયોગની પ્રણાલીનું અવલંબન કરવામાં આવે છે. આની બીલકુલ આવશ્યકતા નથી. અહિં હું જે પ્રણાલી બતાવું છું તે અતિ સરલ, અને સહજ સાધ્ય છે, તેમજ સિદ્ધિ પણ ચોક્કસ આપે છે. મન

શુદ્ધ અને મુક્ત થતાં કાયાની પણ શુદ્ધિ અને મુક્તિ થાય છે. તેમ જ તે સિદ્ધિને પામતાં શરીરની સિદ્ધિ પણ થવાની. આ યોગદ્વારા ત્હમે અંતઃકરણની જેમ જેમ ઉન્નતિ કરતા જાઓ છો તેમ તેમ સાથે ને સાથે ત્હમારો દેહ પણ તે જ પથે પ્રગતિ કરતો જાય છે. આમ બનવું સ્વાભાવિક છે. એ પ્રકૃતિનો નિયમ છે. જ્યાં સુધી મન પરત્વેનું ત્હમારૂં કાર્ય પૂરૂં ન કરો ત્યાં સુધી જાણીબુજીને શરીરનાં કાર્યની વચમાં આવતા નહિ. પ્રકૃતિને એની પોતાની મેળેજ એનું કામ કરવા દો. શરીર સાથેનો ત્હમારો સમ્પર્ક જેટલો છોડી શકાય તેટલો છોડો. ત્હેને એક યંત્ર માનતા જાઓ. ભગવાન્ અને ત્હેની શક્તિના ચરણોમાં ત્હેનું સમર્પણ કરો. ઘણા સાધક યોગની સાધના દરમ્યાન શારીરિક બિમારી આવવાથી ગભરાઈ જાય છે. એમ ગભરાઈ જવાની જરાયે જરૂર નથી. ત્હમે તો ત્હમારા શરીરને શ્રીભગવાનના હાથમાં રાખી દીધું છે. એની મેળે એ જ ત્હેની સંભાળ લેશે. શરીરની અશુદ્ધિ દૂર કરવાની ક્રિયામાં ત્હેના એક આવશ્યકીય અંગ તરીકે વ્યાધિ ઉત્પન્ન થઈ આવે છે. તે પોતાનું કાર્ય આટોપી લે છે ત્યારપછી કોઇ કાળે તે ઉત્પન્ન થતો નથી. એવાં પણ કેટલાંક શારીરિક વિઘ્નો આવી પડે છે કે જે અશુદ્ધ આધારને શુદ્ધ કરવાના કાર્યમાં નિમત્ત બને છે. મસ્તિષ્કમાંના અસંખ્ય કોટરો, જ્ઞાનતંતુની ક્રિયા, પાચનક્રિયા, અને રસોત્પાદક ક્રિયાઓમાં પુષ્કળ પરિવર્ત્તન કરવાનું જરૂરનું છે. બીજાં કેટલાંક શારીરિક વિઘ્નો આ પ્રક્રિયા સમયે આવી લાગે છે. પણ ત્યારે આવી રીતનાં

વિઘ્નો આવ્યા સિવાય કામ પણ ફતેહમંદ નિવડતું નથી. તે પોતાની જેટલી ત્યાં જરૂરત હોય ત્હેના કરતાં વધારે સમય ટકતાં નથી. શરીરના પર કોઇપણ જાતનો અત્યાચર કરતા નહિ. જો ઔષધિ કરવાની જરૂરત લાગે તો ખૂબ જ સામાન્ય અને અતિ નિર્દોષ ઔષધિનું સેવન કરજો. આ બધા ઉપરાંત સઘળી ફિકર અને ભયને છોડી દેજો. ભગવાન્ ત્હમારી જેટલી સંભાળ રાખે ત્હેના કરતાં વધુ સંભાળ ત્હમે ત્હમારી જાતે રાખી શકવાના નથી. ઉક્ત પ્રકારની ચેષ્ટામાં અજ્ઞાન અને મૂર્ખાઇને સ્થાન હોવાનો સંભવ છે. ત્યારે ત્હેની સંભાળ જ્ઞાનયુક્ત હોય છે તથા યોગ્ય પરિણામ આણવા માટે યોગ્ય જ ઉપાય કરે છે.

વ્યાધિ, શીતોષ્ણતાનાં સુખ દુઃખ, મલમૂત્રાદિ હાજતોની અધિનતા એ સઘળુ શરીરની અશુદ્ધિનું પરિણામ છે. સર્વ પ્રકારના વ્યાધિમાંથી મુક્તિ, એ કાયાશુદ્ધિની પહેલી નિશાની છે. શીતોષ્ણતાનાં દ્વંદ્વથી મુક્ત થવું એ એનું બીજું ચિહ્ન છે. કાયાશુદ્ધિ થતાં આ દ્વંદ્વ કાંતો ચાલ્યાં જાય છે, યાતો વિદ્યુત્‌ના ચમત્કારની જેમ તે આનંદદાયક વૃત્તિના રૂપમાં પલટાઇ જાય છે. મલમૂત્રાદિ ત્યાગના આવેગની અધીનતામાંથી છુટકારો અગર તો ત્હેમના પ્રમાણમાં ઘટાડો થવો એ ઉક્ત શુદ્ધિની ત્રીજી નિશાની છે. શરીરમાંથી દુઃખનો સદન્તર નાશ થઈ શકે છે. જે પ્રત્યાઘાતને દુઃખ કહેવામાં આવે છે ત્હેને દૂર કરવામાં આવે તે પહેલાં અગર તો ત્હેને દૂર કર્યા સિવાય પણ દુઃખના કલેશને કાઢી નાંખી શકાય છે, એટલું જ નહિ પણ શારીરિક આનંદને ત્હેમનું સ્થાન આપી

શકાય છે. ક્ષુધા અને તૃષ્ણા એ પ્રાણની પોતાની વસ્તુ છે. છેવટે આ સુદ્ધાં ચાલી જાય છે. તેમજ ખોરાકને માટેની અધીનતા પણ ઓછી થઈ જાય છે યા તો બીલકુલ રહેવા પામતી નથી. આ સર્વની સમ્પૂર્ણતા એ કાયાસિદ્ધિનો પાયો છે. કાયાસિદ્ધિમાં બીજી કેટલીક વધારેની સિદ્ધિઓ જેવી કે મહિમા, લઘિમા, અણિમાનો તથા ઇચ્છા થતાં વજ્ર જેવી કઠણ કાયા બનાવી દેવાની કે કાયાને દીર્ઘકાલ પર્યન્ત અક્ષય રાખવાની સિદ્ધિનો પણ સમાવેશ થાય છે. કલિયુગમાં ફક્ત ખૂબ જ ઉન્નત થયેલા સિદ્ધ પુરૂષોમાં જ આ શક્તિ જોવામાં આવે છે. મુખ્યત્વે કરીને પ્રાણ, અપાન, વ્યાન, સમાન, ઉદાન આ મુજબના પાંચ પ્રકારના વાયુની સામાન્ય ક્રિયાઓને દૂર કરી ત્હેને સ્થાને અનાદિ પ્રાણતત્ત્વની, વિદ્યુત્યુક્ત અનન્ત જીવન શક્તિની ક્રિયા જો સ્થાપવામાં આવે તો આ શક્તિઓ પ્રાપ્ત થાય છે.

ઉપર જણાવેલાં બધાં, તાન્ત્રિક યોગ-પ્રણાલીનાં જરૂરનાં અંગ છે, પણ આપણા હેતુને માટે એ અપ્રાસંગિક હોવાને લીધે ત્હેનો માત્ર ઉલ્લેખ કરવામાં આવ્યો છે. જો માનસિક સિદ્ધિ પૂરેપૂરી રીતે પ્રાપ્ત કરવામાં આવે તો ઉપર વર્ણવેલી સર્વ શક્તિઓનો વિકાસ થઈ શકે એમ છે. આ સિદ્ધિ ઉપર જ ત્હમારી શક્તિ અને મનોયોગને એકત્ર કરો એવું હું ઇચ્છું છું. ત્હમે આ અવસ્થા પ્રાપ્ત કરશો એટલે સર્વ કંઇ મેળવી શકશો. વર્ત્તમાન સમયમાં, બુદ્ધિ, હૃદય અને મન એ મનુષ્યની પ્રવૃત્તિનાં કેન્દ્રસ્થાન છે. આ સ્થાનોમાં શરીરનો

પણ સમાવેશ થાય છે. તેમ થવું ખૂબ જરૂરનું પણ છે. તોપણ તેનું કાર્ય ગૌણ છે. તે પરાધીન છે, પણ તેથી ત્હેનો તિરસ્કાર કરવો નહિ. એવું બને છે કે ઘણા માણસો શરીરને હદથી પણ ખૂબ વધારે મહત્વ આપી દે છે એ વ્યાજબી નથી. જીવ, જ્યારે મનુષ્યના મનનો ઈશ્વર બને છે ત્યારે શરીરને પણ ત્હેની યોગ્ય જગા મળી જાય છે. આમ થવાથી, તે મન અને શક્તિને ખલેલ કરતું, તથા ત્હેમના પર અત્યાચાર ગુજારતું બંધ થાય છે એટલું જ નહિ બલ્કે તે ત્હેમને અધીન થઈ રહે છે. ત્હેમના દ્વારા તે પોતાનું સ્વરૂપ ઘડે છે. યુરોપવાસીઓની માન્યતા છે કે ભૌતિક દ્રવ્ય એ જ માનસિક તત્ત્વનું માલેક છે.

ત્હમને તો હું આનાથી વિરુદ્ધ ભાવનાને વળગી રહેવાની સૂચના કરીશ. શરીર મનનું નિયમન કરે એ મનુષ્ય જીવનના સ્વાભાવિક ક્રમથી તદ્દન વિપરિત દશા છે. આ બાબત ત્હમે હમેશાં ધ્યાનમાં રાખજો. ઉક્ત સ્થિતિને દૂર કરવી જોઈએ. શરીર ઉપર અમલ કરવો, ત્હેને વ્યવસ્થિત કરવું, અથવા ત્હેનું રૂપાંતર કરવું એ મનનું કાર્ય છે.

# ઉપસંહાર.

મ્હારે જે કહેવાનું હતું તે મેં કહી દીધું છે. અન્તમાં હવે હું એકાદ બે અક્ષર લખી, મ્હારૂં લખાણ પૂરૂં કરીશ. યોગ વિષયમાં, કે ખાસ ત્હમારે પોતાને માટે જેટલા જ્ઞાનની જરૂરત હતી તે જ્ઞાન માટેની સઘળી હકીકત મ્હેં અહિં આપી દીધી છે એવું જરાપણ માની લેતા નહિ ખાસ અવસ્થાઓમાં કેટલીક સૂચનાઓની આવશ્યકતા છે, અને તેજ અત્રે આપવામાં આવી છે. મુખ્યત્વે કરીને આ બધી સૂચનાઓ શુદ્ધિને માટે જરૂરની છે. 'શુદ્ધિ' એ યોગનું પ્રથમ સોપાન છે. શુદ્ધિ પ્રાપ્ત થઈ ગયા બાદ સાધકે 'મુક્તિને' માટે પ્રયત્ન કરવાનો છે. અશુદ્ધ અવસ્થામાં આની પ્રાપ્તિ અસંભવ છે પણ શુદ્ધાવસ્થા પછી તે સુસાધ્ય છે. હું મુક્તિ શબ્દનો 'લય' એવો અર્થ કરતો નથી. 'લય' નું અન્વેષણ કરવું એ બીલકુલ ઉચિત નથી; તેમજ ત્હેની વાંચ્છના રાખવી એ પણ ઇચ્છવા જેવી બાબત નથી. જ્યારે ભગવાનની ઇચ્છા થશે ત્યારે તે થશે એટલી જ માન્યતા સાથે ત્હેની પ્રતીક્ષા કરવી એજ ઠીક છે. અજ્ઞાન અહંકાર અને બધી જાતનાં દ્વંદ્વ એ સર્વથી અલગ થવું એનું નામ જ મુક્તિ છે. શુદ્ધિની પ્રગતિની સાથે સાથે જ સ્વાભાવિકરીતે મુક્તિની તથા ભુક્તિ અને સિધ્ધ માટેની જે

યોગની ઉચ્ચતર ભૂમિકાઓ છે. પણ અભિલાષા ઉત્પન્ન થશે. જેમ આગળ વધશો તેમ તેમ ત્હમારી વૃત્તિઓને અમુક અમુક અગત્યનાં સ્થાનમાં–પૂરેપૂરૂં નહિ તોપણ નવુંરૂપ આપવું પડશે જ. આ બાબતમાં મ્હારે વચમાં દખલ કરવું જોઇએ નહિ. એક કામ પૂરૂં થાય ત્યારે જ બીજું હાથ ધરવું.

આ બધું લખવાનો મ્હારો એક જ ઉદ્દેશ છે. ત્હમારામાંના ઘણા તેથી અપરિચિત છે. વૈરાગ્ય જ સર્વ જ્ઞાનનું મૂળ છે એમ જો ત્હમે માનતા હશો તો તો અહિં જે કંઇ લખવામાં આવ્યું છે તેથી સંતોષ થવાનો નથી. વૈરાગ્ય એ મનની એક સામયિક અને ઉપયોગી અવસ્થા છે. અભ્યાસ જ્યારે કોઇ દૃઢમૂલ પુરાતન સંસ્કારને ત્હેના સ્થાન પરથી હઠાવી શકતો નથી ત્યારે ભગવાન્ આ વૈરાગ્યને જાગ્રત કરીને ત્હેની મારફતે, એ સંસ્કારોને હઠાવવાનું કાર્ય કરે છે. શુદ્ધિ તેમ જ મુક્તિને વાસ્તે જ્ઞાનની બહુ જરૂર છે. જ્યાં સુધી મન બીલકુલ શાન્ત રહી જ્ઞાનને પોતાનું કાર્ય કરવા દેવા જેટલી સ્થિતિ ન આવી હોય ત્યાં સુધી જ્ઞાનને અભ્યાસ બગર તો વૈરાગ્યની મદદ જરૂર મળવી જોઇએ. મન જ્યારે સ્થિર થાય છે, અને બહારના પુરાતન સંસ્કાર ફરી પાછા જાગી ઉઠશે એ ભીતિ દૂર થઇ જાય છે ત્યારપછી જ્ઞાન એની મેળે વિકાસ પામે છે. તથા શક્તિ પણ નિર્વિઘ્ને વૃદ્ધિંગત થતી જાય છે. આ પછી ત્હમારે બહુ વિચાર કરી કરીને ઘડી કાઢેલી પદ્ધતિ વિના પણ ધીરે ધીરે વધતી જતી સિદ્ધિ મેળવવા ઉપરાંત બીજું કાંઇપણ કરવાનું બાકી રહેતું નથી. પ્રકૃતિના નૈસર્ગિક નિયમને

લીધે જેમ શ્વાસોચ્છ્વાસ લેવાની ક્રિયા, અને ફરવા હરવાની ક્રિયા જેવી સરળરીતે ચાલે છે ત્હેવી જ રીતે ચાલતી આ સિદ્ધિ પણ ધીરે ધીરે વધતી જશે. પછી વૈરાગ્ય કે અભ્યાસની કશી પણ જરૂર રહેતી નથી. ત્યારપછી લોભમાં આસક્તિ રાખવી એ જેટલી નુકસાનકારક છે તેટલી જ વૈરાગ્યમાં આસક્તિ રાખવી એ નુકસાનકારક છે.

ત્હમે બૌદ્ધ મતવાળાઓની જેમ માનતા હો કે જીવન એટલે દુઃખ, અને કોઇ ન કોઇ પ્રકારનો લય-નિર્વાણ એ જ ઉત્તમ પુરૂષાર્થ છે તો મ્હારા વિચારોથી ત્હમને સંતોષ થવાનો નથી. તેમજ વળી માયાવાદીઓની સાથે સહમત થઇ એમ માનતા હો કે આ જગત્માંથી બને તેટલું જલ્દી બ્હાર નીકળી જવા માટે જ મનુષ્યનું અહિં આવવું થયું છે—આવી માન્યતા રાખી, કોઇ સુવિખ્યાત યોદ્ધા અતિપરિશ્રમ અને સાહસને અન્તે એકાદ ટેકરી પર ચ્હડી, ત્યાં જઇ પાછા નીચે ઉતરી આવવા માટેજ કૂચ કરી પોતાને કૃતકૃત્ય માની લેતો હોય ત્હેના જેવું કરો—તો તો ત્હમે કૃપયા કોઇ બીજે સ્થળેથી દીક્ષા લઇ લો. હું તો તાન્ત્રિક છું. જગત્ આનંદમાંથી ઉત્પન્ન થયું છે, આનંદ પર તે પ્રતિષ્ઠિત છે, તેમજ આનંદથી આનંદમાં જ તે પરિભ્રમણ કરે છે. આનંદ અને શક્તિ એ બન્ને ઉપર સકલ અસ્તિત્વ પ્રતિષ્ઠિત છે. દુઃખ અને દૌર્બલ્ય એ વિકારો છે. અજ્ઞાનથી, ઉચ્ચ અને સત્ય આત્મનું વિસ્મરણ થવાથી એ વિકારો ઉત્પન્ન થાય છે. આ વિકારો સર્વવ્યાપી તેમ જ શાશ્વત નથી. પણ તેઓ સ્થાનિક અને અલ્પકાલ જ

રહેવાવાળા છે. આ સ્થૂલજગતમાં જ તેઓ નજરે પડે છે માટે હેમને સ્થાનિક કહ્યા, તેમજ કલિયુગમાં તેઓ અસ્તિત્વ ધરાવે છે માટે હેમને અલ્પકાલ રહેવાવાળા કહ્યા છે. દુઃખ અને દૌર્બલ્યે દેશ અને કાલના જે સંકીર્ણ ખૂણામાં આશ્રય લીધો છે ત્યાંથી હેમને ઉખેડી નાંખી, આપણે પોતાને માટે તેમ જ સઘળી માનવ-જાતિને માટે આ પૃથ્વી પર સ્વર્ગ-રાજ્યની સ્થાપના કરવાનું કાર્ય આપણે શિર છે. જે મતવાદ જગતને દુઃખાગાર કહે છે, તથા સર્વ કર્મનો ત્યાગ કરી દઈ જગતથી વિમુખ થવાનો ઉપદેશ આપે છે, અને જે મતવાદ આનંદ અને મુક્તિને કાજે નૈષ્કર્મ્ય અને વૈરાગ્યનું અનુસરણ કરવાનું કહે છે હેનો હું યત્કિંચિત પણ સ્વીકાર કરતો નથી. ભગવાન્ સ્વયં મંગલમય છે અને હેના જ વિકાસસ્વરૂપ આ સૃષ્ટિ તે કેવલ મહા અશુભ જ છે એવી માન્યતા તો જ્ઞાન અને તર્ક એ બન્નેથી વિરૂદ્ધ છે. બ્રહ્મ મૂર્ખ છે, અગર તો એકાદ નશાબાજની જેમ અનિષ્ટ સ્વપ્ન જ જોયાં કરે છે, અને તે દુઃખમય માયાની ભ્રમણામાં જાતે જ મુગ્ધ થઈ પડેલો છે એ વાતનો હું કાલાન્તરે પણ સ્વીકાર નહિ કરૂં. આ પ્રમાણેની શિક્ષા વેદમાં કોઇપણ સ્થળે ઉપદેશવામાં આવેલી મ્હેં જોઈ નથી. આ ઉપરાન્ત, નિષ્કામ અને અસ્વાભાવિક પ્રવૃત્તિની મધ્યમાં પણ જે વિકારરહિત સત્ય આનંદ અને જ્ઞાનની અનુભૂતિ થાય છે હેની સાથે પણ તે મળતો આવતો નથી. હું તો મહાભારતના શ્રી કૃષ્ણના જેવા મગજનો છું. તે કહે છે " જગતમાં કોઇ કર્મનો તો

નૈષ્કર્મ્યનો ઉપદેશ કરે છે. જે દુર્બલચેતાઓ નૈષ્કર્મ્યનો ઉપદેશ આપે છે ત્હેમની સાથે હું બીલકુલ સમ્મત થતો નથી. " न मे मतं तस्य दुर्बलस्य."

શ્રીકૃષ્ણ આપણી સન્મુખ કર્મના આદર્શને મૂકે છે. આ આદર્શ મહાન્ દેવતાઓનો છે. ગેતિ ( Goethe ) પણ પ્રાકૃતિક મહાન્ શક્તિ સંધનીપાછળ અનાસક્ત, અવિરામ ગતિથી કાર્ય કરતી અને આનન્દમાં આત્મ-પ્રતિષ્ઠ એવી પ્રવૃત્તિ વિશે ઉલ્લેખ કરે છે. આ પ્રવૃત્તિ સાત્ત્વિક અહંકારના બંધનથી મુક્ત હોય છે. આ પ્રવૃત્તિ પુરુષોત્તમની સાથે એકત્વને પામે છે. આમ થવાથી મ્હારૂં સ્વરૂપ ત્હેના સ્વરૂપમાં ભળી જાય છે, અને મ્હારી શક્તિ ત્હેની અનન્ત શક્તિની—કાલીની કોઇ એકાદ ખાસ પ્રવૃત્તિ બને છે. હું અજ્ઞાની નથી, બદ્ધ નથી, દુઃખી નથી. હું તો અજ્ઞાનીની માફક ફક્ત વર્તાવ કરૂં છું, તથા બદ્ધ હોવાનો પણ માત્ર ઢોંગ જ કરૂં છું. નાટકશાળામાં પાઠ ભજવતા કોઇ નટની જેમ દુઃખનો પાઠ ભજવું છું યા તો પ્રેક્ષક સમુદાયની જેમ એ દુઃખભોગનો આસ્વાદ લઉં છું. મ્હારી ઇચ્છા થતાં જ હું એને દૂર કરી દઈ શકું એમ છું. કોણ કહે છે કે હું અધમ, પતિત, પાપી અને પૃથ્વી પર ભટકતા લક્ષ્યાવધી કીડાઓમાંનો એક કીડો છું ? હું તો સ્વયં બ્રહ્મ છું,—सोऽहमस्मि. પાપ મ્હને સ્પર્શ કરી શકે જ નહિ. હું દુઃખી છું એવું કોણ કહે છે ? હું જ ઇશ્વર છું. સઘળા આનંદનો સ્રોત મ્હારી અંદર વહ્યા કરે છે. મ્હને દુર્બલ

કોણુ કહે છે? સર્વશક્તિમાનની સાથે જ એકાત્મતાને પામી ગયો છું. તે એક હોઈ સ્વેચ્છાથી બહુ થયો છે—**एकोहम् बहुस्याम्.** તે અનન્ત છે. અનેક સ્થળોમાં અને વ્યષ્ટિ વ્યષ્ટિમાં તે અનન્તરૂપે વાસ કરે છે. આજ તે **उत्तम रहस्य** છે. તર્કદ્વારા આ રહસ્ય અપ્રાપ્ય છે. જ્ઞાન વડે આ અપૂર્વ રહસ્ય પ્રાપ્ત થાય છે. બુદ્ધિદ્વારા જ્ઞાન અપ્રાપ્ય છે. ત્હેનો અનુભવ કરવાનો હોય છે. શુધ્ધ, મુક્ત, સર્વાનન્દમય, પૂર્ણઆત્માને એ અનુભવસિદ્ધ જ્ઞાન પ્રાપ્ત થાય છે.

# સિંહાવલોકન.

લેખકે આપેલા ટૂંક વર્ણનને લીધે, તથા કેટલીક મહત્વની બાબતોને છોડી દેવામાં આવી છે તેથી કોઇપણ જાતની ભ્રાંતિ પેદા થવા ન પામે તે માટે અન્તમાં બે અક્ષર લખવાની જરૂરત છે. ઉક્ત બાબતો મહત્વની હોવા છતાં પણ લેખકે તે પોતાના વિષયને લગતી ન હોવાથી છોડી દીધી છે.

શક્તિના સર્વોત્તમ પ્રયોગમાં ચેષ્ટા બીલકુલ હોવી જોઇએ નહિ એમ સૂચવવામાં આવ્યું. અહિં જે ચેષ્ટા વિશે કહેવામાં આવ્યું તે અન્તરચેષ્ટા વિશે છે, બાહ્યચેષ્ટા વિશે નહિ; આરમ્ભ વિશે છે, કર્મ વિશે નથી. સર્વ આરમ્ભનો પરિત્યાગ કરવાનું કહીને કર્મના આદર્શને મૂકતી વખતે ગીતામાં શ્રીકૃષ્ણ જે જાતનો ભેદ સૂચવે છે તેજ જાતનો ભેદ આ વિષયમાં છે. સઘળી વાસનાઓનો ત્યાગ કરીને, તથા કર્મ કે કર્મફલની આશાને છોડી દઇને, તેમજ બુદ્ધિ પર પણ ત્હેનો આભાસ પડવા દિધા વિના જ શરીર, મન, બુદ્ધિ અને ઇન્દ્રિયવડે હવાની જેમ નિમળ અને સરળતા પૂર્વક કાર્ય કરવાનાં છે. જ્યાં સુધી ઉચ્ચતર કક્ષાની વિશુદ્ધ શક્તિ થોડે ઘણે અંશે પણ કેળવાઇ ન હોય ત્યાં સુધી તો સાધકે જીવનનાં મહત્વનાં કાર્યોમાં આ પદ્ધતિનો પ્રયોગ કરવો નહિ. તેમ જ અભ્યાસ પડયા

પછી પણ પ્રથમ મહત્વના કાર્યોમાં ત્હેનો પ્રયોગ કરી ત્યાર બાદ વધુ અગત્યના કાર્યમાં ઉપયોગ કરવો એ ઘણું સહીસલામતી ભર્યું છે. બીજું, અહિં આ ટૂંકા વ્યાખ્યાનોમાં વિષયની જે ચર્ચા કરવામાં આવી તે પૂરેપૂરી છે, અગર તો તે યથાયોગ્ય પ્રમાણમાં કરવામાં આવી છે એમ માની લેવું નહિ. તેમ જ વિસ્તારથી ચર્ચાયલા વિષયોમાં પણ જેટલું સાધકને જાણવાની જરૂરત છે તેટલું બધું ય જણાવવામાં આવ્યું છે એમ પણ ધારી લેવું નહિ. આ પુસ્તકમાં તો એથી બલ્કે ઉલટું, સાધકને શરૂઆતમાં ઉપયોગી નિવડે એવા કેટલાક મુખ્ય મુખ્ય મુદ્દાઓનું સૂચન કરવામાં આવ્યું છે. યોગમાં થોડાક આગળ વધેલા સાધક જોઈ શકશે કે ત્હેને આ સૂચનાઓની જરૂરીઆત બીલકુલ જણાતી નથી. આમાં પુષ્કળ સુધારો વધારો કરવાની જરૂરત છે. આટલું થયા પછી જે જ્ઞાનનો નિર્દેશ તે કરે છે એ જ્ઞાન પૂર્ણ અને સંતોષકારક છે એમ ગણી શકાય.

અન્તમાં, જે યોગમાર્ગનું વર્ણન અત્રે કરવામાં આવ્યું છે ત્હેનું લક્ષ્ય મનુષ્યની શકિતનો પ્રભાવ પાડવાનું નથી, પણ મનુષ્યને પોતાની આ વ્યકિતગત શકિતને ભગવાનના ચરણોમાં નીરવ, નિર્દ્વંદ્વ ચિત્તે સમર્પી દેવાનું છે. ત્હેના જ દ્વારા શક્તિ પરિચાલિત અને શાસિત થવા દેવી એ આ કથનનો હેતુ છે. આચારની શુદ્ધિ કાજે અહિં જે પદ્ધતિ બતાવવામાં આવી છે ત્હેમાં પણ પ્રથમ તો મનુષ્યે પોતાની વિવિધ, ચંચલ વાસનાઓ તથા વૃત્તિઓને વશ કરવાની છે. તેમજ મોરચો નાંખી પડેલા ગર્વ અને અહંકારને તથા પુરાતન ભાવના

મનુષ્યની પોતામાં જ ખૂબ માની બેઠેલી મિથ્યા ધારણાઓ તથા કલ્પનાઓને પણ વશ કરી લેવી પડશે. આમ થાય તો જ તે આત્મસમર્પણની પૂર્ણતાના માર્ગમાં દખલ કરી શકે નહિ. બીજું, ત્યારબાદ ભગવાનને યન્ત્રરૂપે સમર્પવાને વાસ્તે નિર્બળ, અવ્યવસ્થિત, અજ્ઞાન અને શંકાશીલ શક્તિને સ્થાને બલિષ્ઠ, દૃઢ અને ફલપ્રસુ શક્તિ પ્રાપ્ત કરવી જોઇએ. સિદ્ધ યોગીઓનાં કર્મ કોઇવાર ઝંઝાવાતની જેમ રુદ્ર, તો કોઇ વખત જ્યોત્સ્ના, વાયુ, કે પુષ્પના જેવાં હાસ્યમય-મૃદુ તો કોઇવાર ભૂમિકંપની માફક નિમર્મધ્વસંકારી હોય છે તો કદી સ્રોતસ્વિનીની જેમ કલ્યાણમય હોય છે. ઇશ્વરેચ્છા થતાં સાધક ક્ષુદ્રાદપિક્ષુદ્ર થવામાં પણ જરાય આનાકાની કરતો નથી. બહાર આ અનન્ત ભાવ-આ વૈચિત્ર્ય ભલે ચાલે પણ અન્તરમાં તો સદા નિશ્ચલ શાન્તિની સ્થાપના કરજો તથા આત્મજ્ઞાન અને આત્મસમર્પણના મંડાણ પર જ તમારાં સઘળાં કાર્ય થવા દેજો. યોગનો આ જ ઉદ્દેશ છે.

## શ્રી અરવિન્દ ઘોષનાં
## બીજાં
## પુસ્તકો.

૧. શ્રી અરવિન્દ ઘોષના પત્રો.
ઘોષમહાશય તથા એમનાં પત્નીના એમ બે ફુલસાઇઝ ફોટા સાથેના પત્રો મૂલ્ય ૦–૬–૦

૨. શ્રી અરવિન્દ ઘોષનું વ્યાખ્યાન.
ઘોષ મહાશયને અલીપોર જેલમાં જે દિવ્યદૃષ્ટિ પ્રાપ્ત થઈ તે દ્વારા જાતિ નિર્માણના ઉપાય વિશેની ચર્ચા કરતું સુન્દર છપાઇવાળું પુસ્તક મૂલ્ય ૦–૨–૬

૩ જગન્નાથજીનો રથ.
હાલના સમાજનો ચિતાર અને ભવિષ્યના આદર્શ સમાજની ઝાંખી કરાવતું અમૂલ્ય પુસ્તક
મૂલ્ય ૦–૧–૬

લખોઃ— પ્રવર્તક-પબ્લીશીંગ-હાઉસ,
( શાખાઃ-ગુજરાત )
નવસારી.

શ્રી કચ્છ-બિદડાના તત્ત્વપ્રચારક મંડળની સહાયથી
પ્રવર્તક-પબ્લીશીંગ-હાઉસની ગુજરાત શાખાએ
આ પુસ્તક પ્રકટ કર્યું છે.

Published by Manibhai N. Dwivedi at Pravartak-Publishing House. Navsari, and Printed by Govindji Dahyabhai Naik at Shree Anavil Printing Press, Baranpuri Bhagol, Surat.